# અર્પણ

જેમણે સલાહ સૂચન અને પ્રેમભરી ટીકા કરીને આ
પુસ્તકનાં અનેક પાના મારી પાસે ફરી ફરી
લખાવ્યાં છે એવી બે પ્રેમાળ ભત્રીજીઓ

ચિ. નીલા મહેતા

તથા

ચિ. આશા મહેતા

—ને

## લેખિકાનાં પુસ્તકો

**એકાંકીઓ :**

કોઇને કહેશો નહિ
રોજની રામાયણ
ચકમક
પરણું તો એને જ
દેવ તેવી પૂજા
પ્રેક્ષક માફ કરે
સ્વપ્ન કે સત્ય

**ત્રિઅંકી :**

પ્રણયનાં રંગ
જીવન ઝંઝાવાત

**કટાક્ષ લેખો :**

તીર અને તુક્કા

**અન્ય :**

લગ્ન ગીતો તથા લોક ગીતોની ગૂંથણી
સંસાર-સાગરને તીરેથી ( સાંસારિક પત્રો )

**હવે પછી :**

પ્રીત ન કરીયો કોઈ – ત્રિઅંકી છપાય છે.
ભરતી અને ઓટ – એકાંકીઓ છપાય છે.
રાગ અને ત્યાગ ( ત્રિઅંકી )
–કીર્તિની દીવાલ ( નવલિકા સંગ્રહ )

# નિવેદન

પુસ્તક લખવામાં મજા પડે છે પરન્તુ નિવેદન લખવામાં સંકોચ જ થાય છે. શું લખું? ક્યાંઈક વાંચ્યું છે કે "જ્યારે પોતાનું પુસ્તક બોલવા લાગે ત્યારે લેખકે ચૂપ થઈ જવું જોઈએ" ખરી જ વાત છે. કહેવાનું પુસ્તકમાં જ કહ્યું, હવે આ વધારો શા માટે! છતાં એટલું જરૂર કહું કે પુસ્તક લખવામાં મને અનેરો આનંદ મળ્યો છે. આશા છે કે વાંચનારને પણ એમાંથી કંઈક તો મળશે જ. વાંચનમાં આનંદ ને રસ ઉપરાંત થોડાક વિચારો પણ જો જગાડી જાય તો લખ્યું સાર્થક માનીશ.

રંભાબેન ગાંધી

શ્રી એમ. પી. ગાંધી,
૨૧, હ્યુજીસ રોડ,
ગિરિકુંજ,
મુંબઈ-૭.
ટેલીફોન : ૭૩૫૨૬

# સંસાર-સાગરને તીરેથી

## પત્ર ૧ લો

પ્રિય સુધાબેન,

તારો પત્ર મળ્યો, સ્ત્રી જીવનમાં, અને તેના પ્રશ્નોમાં તું ઊંડો રસ ધરાવે છે તે હું જાણું છું ને એ મને ગમે પણ છે; કારણ કે હું માનું છું કે તારા જેવી ભણેલી બહેનોએ આ ક્ષેત્રમાં કામ કરવાની ખૂબ જ જરૂર છે.' સ્ત્રી જીવનના તણખા ' એ પર તેં નિબંધ લખવો શરૂ કર્યો છે ને તે માટે હું જે કંઈ જાણતી હોઉં અગર મારા કાર્યક્ષેત્રમાં મેં જે કંઈ જોયું જાણ્યું હોય તે બધું તને લખું એવી ઇચ્છા પણ તેં તારા પત્રમાં દર્શાવી છે. પણ બેન મારી ! ખાટલે મોટી ખોટ કે પાયો જ ન મળે...અહીં લખતાં આવડે છે જ કોને ? આપણે તો ભાઈ શક્તિ અનુસાર કામ કરી જાણીએ, લખવાનું કામ તો તારા જેવી લેખિકાનું. જો કે હું ઘણીવાર કહું છું કે જે ખરી હકીકત જાણે છે તે લખતાં નથી કે લખી શકતાં નથી ને જે લખે છે તે કશું જ અંદરનું જાણતાં નથી, અથવા કહીએ કે જે જુએ છે તે બોલી શકતાં નથી ને જે બોલે છે તે જોતાં નથી, પરિણામે લખાણમાં ખરી હકીકત આવી શકતી જ નથી, ને જે આવે છે તે તારા જેવી લેખિકાની કલ્પના માત્ર જ. ખોટું ન લગાડતી, મારા કહેવાનો ભાવાર્થ એવો નથી કે તું જે કંઈ લખે છે તે કોરી કલ્પના જ છે ને એમાં ખરી હકીકતનો સમૂળો અભાવ છે. ના ભાઈ ના...એવું કહીને મારે કયાં જવું ? ને આખરે કલ્પના કયાંથી આવે છે ?. હકીકતના આધારે જ ને ? પરન્તુ દરિયોમાં પડનારને, એમાં ઊંડા ઊતરનારને જ મોતી તો લાધે છે, કાંઠે ઊભા રહેનારને છીપલાં જ મળે ને ? તું કહી શકેઃ

કે બહુ ડહાપણ ડોળે છે તો આપ ને અનુભવનાં મોતી ! ખરેખર સામાજિક કાર્ય કરતા કરતાં અનુભવો તો ઘણા જ થયા છે મારા કાર્યક્ષેત્રમાં ઘણી બહેનોના સમાગમમાં આવી છું, તેમનો નિકટનો પરિચય પણ કેળવ્યો છે, એમના સુખદુ:ખમા ભાગ લેવા પ્રયત્ન પણ કર્યો છે ને એમનાં અંતરની વાતો પણ જાગી છે પરંતુ એ બધું લખવાની આવડત જોઈએને ? લખાણમા કોરી હકીકત થોડી જ ચાલે છે ? એને પણ શબ્દના શણગાર જોઈએ છે, કલ્પનાના ઓપ જોઈએ છે ને વાત હોય તે કરતાં રૂપે રંગે રૂડી લાગે, વાચનારને ગમી જાય, સ્પર્શી જાય એવી ભાષાશૈલી પણ જોઈએ છે એ બધુ લાવુ કયાથી ? એ કામ તો તારા જેવી લેખિકાનુ જ જાણે છે ને કે જ્ઞાન વિના ભક્તિ પાંગળી છે ને ભક્તિ વિના જ્ઞાન પાંગળુ છે. એવુ જ કંઈક આ બાબતમા કહી શકાય ખરુ અનુભવ વિના કોરી કલ્પના નકામી છે ને કલ્પના અને ભાષાના ભંડોળ વિના નર્યો અનુભવ પણ લખવા માટે નકામો છે જોયુ ને કેવી ઉપમા શોધી કાઢી તે ! એ તો દીધે જ રાખવાનુ, કેમ ? તમે લેખકો એવું જ નથી કરતા!!! ? જવા દે, નકામી ગુસ્સે થઈ જઈશ તો મારે તો પ્રથમ ગ્રાસે જ મક્ષિકા જેવુ થશે માંડ આટલી તક મળી છે તે પણ ઝપાઈ જશે માટે આડી અવળી વાત મૂકીને લખવાનુ જ લખી નાખુ પણ હા હુ તો મારા અનુભવોનુ વર્ણન કરી જઈશ પણ એને શબ્દોથી શણગારવાનુ ને એ વર્ણન વાચનુ ગમી જાય એવી રીતે જચાવી ને ગોઠવીને મૂકવાનુ કામ તો તારે જ કરવુ પડશે યાદ આવે છે મારી બા પત્ર લખાવતી હતી તે ? એ તો બોલ્યે જ જતી કે "દીકરા કનુ તારી માના ઘણા ઘણા હેતથી આશિષ તને માલૂમ થાય જે હમણાં પૈસા ન મોકલતો તારુ શરીર સાચવજે ને દીકરા ! તને માલૂમ થાય જે" ને હુ બાને કહેતી કે બા આમ ન લખાય કાગળ જરાક ગોઠવીને તો લખાય ને એ જવાબ દેતી કે 'કુમુદ ! તુ પહેલાં બધુ મારું સાભળી ને, ને પછી તુ તારે

એ...પને નિરાંતે સરખું ગોઠવીને લખી નાંખજે.' જેવી ખાની હાલત મારી પાસે હતી એવી જ કંઈક અંશે મારી હાલત તારી પાસે છે માટે એક વિનંતિ પહેલાં જ કરી લઉં કે હું તો કહેવાનું કહી જઈશ પછી તું તારે એ...પને નિરાંતે બધું ગોઠવીને લખજે સમજી? શરૂઆત ક્યાંથી કરું એ જ સૂઝતું નથી, આરંભ જ અઘરો છે. છતાંયે તારો આગ્રહ છે તો લખું તો છું જ. પણ જો ચોખાને મગ બધું જ ભેગું ભરડી માર્યું હોય તો જરા સુધારીને વાંચજે ને મારા બનેવી પાસે મારો કાગળ મૂકીને મારી રેવડી દાણાદાર ન કરાવતી હં!

આજે તો અમારા પાડોશમાં, આજે જ બનેલી ઘટના વિષે લખું છું. અમારા પાડોશી ચીમનભાઈને ઘેર ડૉક્ટર આવ્યા છે સૌનું ધ્યાન ત્યાં જ છે, ઘરના માણસોના મો પર ચિન્તા દેખાય છે ને દોડાદોડી થઈ રહી છે ને કમળાબેનની કારમી ચીસો બહાર સંભળાય છે. બીચારાં કમળાબેન, ઉમર તો હજી માંડ ૪૦-૪૨ હશે એટલામાં તો એમને આઠ સુવાવડો આવી ગઈ છે, શરીર તો સાવ નંખાઈ ગયું છે ને મોં તો રૂની પૂણી જેવું થઈ ગયું છે, ને ન થઈ જાય? આટલી જ ઉંમર, ને એમાં આટલી સુવાવડો ને પાછી એમની હેલ્થ પણ ભારે ખરાબ, બધા જ દહાડા લગભગ બિછાનામા જ કાઢવા પડે. પેટમાં પાણીયે ટકે નહિ. ને છેલ્લા ચાર વખત થયાં તો હાર્ટ પર પણ દબાણ રહે છે. આવી સ્થિતિમા કમળાબેનને પાછું બાળક આવવાનું છે એટલે સૌના મન ઊંચાં છે. જોકે મન ઊંચા છે તે કમળાબેન પરના પ્રેમ ખાતર છે એમ માનવાનું કંઈ જ કારણ નથી. જો ખરો પ્રેમ હોય તો આવી અવસ્થામા એમને મૂકે જ નહિ ને! પરંતુ આ ઉંમરે જો હવે ચીમનભાઈ ઘરભંગ થાય તો ક્યાંયના ન રહે, ન ત્રણના ન તેરના કે ન છપ્પનના મેળના. આ ઉંમરે એમને બીજું મળે નહિ ને ઉપાધિનો પાર નહિ. જો કે આ ઉંમરવાળાને પોતાની દીકરી દેનાર હજુ હિંદમાં ઘણાં મા-બાપો છે પરંતુ આટઆટલા છોકરાં પર કોણ આપે? ને છોકરાંયે,

શું એક જ છે? ખાસું ધાડિયું જ કહેવાયને? ને આ જ વિચારે પોતાના સ્વાર્થ ખાતર જ એમના પતિ તથા સાસુ વગેરે કમળાબેનનો જીવ બચાવવા આકાશ-પાતાળ એક કરી રહ્યાં છે. લોકે તો લાગે કે વહુ માટે બીચારા કેટલું કરે છે! ખરી રીતે આ બધું કરે છે તે પોતાના સ્વાર્થ ખાતર જ કરે છે ને? આ દુનિયામાં જે બહારથી દેખાય છે તેવું જ અંદરથી નથી હોતું. થોડા દહાડા પહેલાં મુંબઈના થિયેટરમાં એક નાટક જોયું. બધાં જ પાત્રોના મોં પર મોરા હતાં, કોઈએ રામનું મોરું પહેર્યું'તું તો કોઈએ રાવણનું. ને ઉપરથી રામ લાગતો તે અંદરથી રામ નહોતો ને રાવણ તે અંદરથી રાવણ નહોતો એ જોઈને મને થયું કે આપણે મોં દુનિયાને દેખાડવા જુદી જુદી જાતના મોરાં પહેરીને જ નથી ફરતાં! ને પરિણામે લોકો આપણને જેવાં જુએ છે તેવાં તો આપણે નથી જ અર્થાત્ મોરાંને કારણે આપણે જેવા છીએ તેવા તો લોકોને નથી જ દેખાતા. કોઈએ કહ્યું છે ને કે આપણે ત્રણ રીતે ઓળખાઈએ છીએ: બીજા આપણને જે રીતે જાણે છે તે, આપણે આપણી જાતને માનીએ છીએ તે, ને આપણે ખરેખર છીએ તે.

જોયુંને! મારું તો આવું જ છે, વાત કરતી'તી કમળાબેનની અને નીકળી પડી કયાંની કયાં? હાં! તો કમળાબેને આ વખતે તો મૃત્યુને હરાવ્યું છે ને સૌના શ્વાસ હેઠા બેઠા છે કદાચ તું એવી ઉડીશ કે કમળાબેન જ, મૂરખ! શા માટે પોતાની જાતને આવી સ્થિતિમાં મૂકે જ? આ વિજ્ઞાનના યુગમાં શા માટે વણમાગ્યાં બાળકોની વણજાર ઊભી કરે? વસ્તીનો નકામો વધારો ને શરીરનો ઘસારો...બન્ને એ રોકી શકે છે. તારી વાત ખરી છે પરંતુ તું ધારે છે એટલી સહેલી નથી. કમળાબેન જેવી અનેક બહેનો આ દેશમાં છે જેનું આ બાબતમાં કશું જ ચાલતું નથી પુરુષ ધારે તે જ કરે છે. બીચારાં કમળાબેન વૈજ્ઞાનિક સાધનોથી અજાણ છે, કયાંથી મેળવવાં તે જાણતાં નથી, કે નથી તેનો શી રીતે ઉપયોગ

કરવો તે જાણતાં; પરંતુ ઓપરેશનની વાત જાણે છે ને તે વાત એમણે પતિ સામે મૂકી પણ જોઈ છે; પરંતુ પતિ કે પતિનાં મા એ વાત માનતાં નથી ને ન માનવામાં એક જ કારણ છે કે કમળાબેનને એકેય દીકરો નથી ને દીકરા વિના વંશ કોણ રાખે? જે ભાવ કમળાબેનના પતિના મનમાં ને સાસુના મનમાં છે, તેવો જ ભાવ કમળાબેનના મનમાં પણ ઊંડે ઊંડે તો ખરો જ કે મરતાં જીવતાંયે જો એક વંશ રાખનારો થાય તો બહુ સારું એટલે આઠ આઠ દીકરીયો છતાં–નું ગભરાઈશ નહિ, આઠે દીકરીઓ જીવતી નથી. કહે છે કે સ્ત્રીનાં જણ્યાં ને કુંભારનાં ઘડવાં કંઈ બધાં જ ઊતરતાં નથી, તોયે છ દીકરીઓ તો હયાત છે જ, તે આજે નવમી સુવાવડમાં સૌ દીકરાની રાહ જોઇને બેઠું છે ને કંઇક બાધા આખડીઓ રખાણી છે. પરંતુ આમાં માણસનું શું ચાલે છે? ખરેખર જન્મ-મરણનો દોર પ્રભુએ એવો તો એના હાથમાં રાખ્યો છે કે એમાં માણસની બુદ્ધિ કંઇ જ કરી શકતી નથી. જો કે હવે તો એ દિશામાં પણ અજબ અખતરા થવા લાગ્યા છે. સ્ત્રી-પુરુષના મિલન વિના બાળકો ઉત્પન્ન કર્યાં છે, બાળકનો પિતા કોણ છે તે જાણવાની બાળકની માને જરૂર પડતી નથી તો જોવાની કે મળવાની તો પડે જ શાની? કલ્ચર્ડ મોતી જેમ કલ્ચર્ડ બાળકો વિજ્ઞાને ઉત્પન્ન કર્યાં છે ને એમાં ફક્ત માની જ જરૂર પડે છે, બાપની નહિ. આથી પણ એક ડગલું આગળ જઈને ટ્યુબમાં પણ બાળક ઉત્પન્ન કરવાનો અખતરો થઇ રહ્યો છે. એ ટેસ્ટ ટ્યુબ બાળકો, કહે છે કે, દરેક રીતે સંપૂર્ણ થશે...કુદરત પર કલ્ચર જીત મેળવશે! ને ઉપરબેઠો સર્જનહાર એની કૃતિની કરામત પર રોશે કે હસશે તે તો કોણ જાણે... આટલું બધું હોવા છતાં છોકરો કે છોકરી તે ધાર્યો ઉત્પન્ન કરી શકાયાં નથી પરંતુ એ પણ ધાર્યું કરશે એમ લાગે છે. ખરેખર બ્રહ્માએ માણસની રચના કરીને હાથ ધોઈ નાખ્યા લાગે છે! એની મહત્ત્વાકાંક્ષાની કંઇ હદ જ નથી. એ એના સર્જન

હારની હરીફાઈમાં જાણે ઊતરી રહ્યો છે પરંતુ જાણતો નથી કે એ મહાન શક્તિની આગળ એ તો એક રમકડું છે, ને એ શક્તિ આંખના એક પલકારામાં મારશે ત્યારે માનવની આ બધી સિદ્ધિઓ આ કીર્તિના કાંગરા ને આ મેળવેલી અમોઘ શક્તિઓનો ક્ષણભરમાં નાશ કરી નાખશે જોયું ને ! પાછી હું બીજે રસ્તે ફંટાણી તે

પણ ભાઈસાબ, ભલી થઈને તું આ બધું તારા નિબંધમાં લખી ન મારતી. જોઈતું જોઈતું લઈને બાકીનું ફેંકી દેજે...ઘઉં રાખજે ને કાંકરા ફેંકી દેજે. હંસ જેમ દૂધ લઈ લેજે ને પાણી ફેંકી દેજે. ખરું પૂછ તો લેખકોનું કાર્ય તો એ જ હોવું જોઈએ ને ?

હા તો મૂળ વાત પર જ આવું. કમળાબેનને છેડા છૂટકો થઈ ગયો છે. ઓરડામાંથી બાળકને રડવાનો અવાજ આવ્યો ને સૌના મોં પર પ્રશ્નાર્થચિન્હ ફરી વળ્યું. શું આવ્યું ? થોડીવાર સૌએ રાહ જોઈ, કાન સરવા કર્યા, આંખો એ ઓરડા તરફ સ્થિર કરી; પરંતુ ન સંભળાયા આનંદોદ્‌ગાર કે ન વગડ્યાં થાળી વેલણ. એટલે બહાર બેઠેલાનાં હૈયામાં ચિરાડ પડી. શું આવ્યું ને સમજાઈ ગયું બનાવે ડૂબતો માણસ તરણાંને બાઝે તેમ રહી સહી હિમ્મત એકઠી કરીને એમના પતિએ પૂછ્યું. શું આવ્યું ? અંદરથી જવાબ આવ્યો કે લેણીયાત, માંગણાવાળા. એ જવાબ મળતાં જ એકી સાથે સૌએ ઊંડા નિસાસા નાખ્યા. કમળાબેન બચી ગયાં તે માટે થયેલો ક્ષણિક આનંદ ભુલાઈ ગયો ને પાછી દીકરી આવી એ દુઃખ સૌના હૃદયને કોરી ખાવા લાગ્યું, ભેગા મળેલાઓએ વચનોની ઝડી વરસાવવી શરૂ કરી દીધી 'માંડવો આવ્યો' 'એમના વિના અહીં શું અધૂરું હતું' પથરો આવ્યો 'લેણિયાત આવી' 'માંગણા વાળી આવી' કરો 'કોથળા તૈયાર' અણગમતી વણમાગેલી દીકરી આવતાં, માં પણ અણગમની બની ગઈ. બીચારી માં...એને પણ છોકરાની જ આશા હતી ને ! છોકરો માટે તો એ મોત સામે યુદ્ધ ખેલવા તૈયાર

થઇ હતી છતાંયે છોકરી આવી એમાં એનો શું દોષ? બીચારી બાળકી! જન્મતાં જ અળખામણી બની ગઇ. કબીરે કહ્યું છે કે 'જબ તું આયા જગત મેં લોક હસે, તું રોય: ઐસી કરની કરકે જા, તું હસે, સબ રોય' કવિને ખબર નહિ હોય કે હિન્દુસંસારમાં દીકરી આવે ત્યારે કોઇ હસતું નથી ને તેમાંયે આઠમી નવમી દીકરી આવે ત્યારે તો શોકનું જ વાતાવરણ જામે છે. સૌ રડે છે, ને છોકરી પણ રડે છે પરંતુ એને ગળથૂથી પાવાનીયે કોઇને ઇચ્છા થતી નથી ને વગર વાંકે વગર દોષે દીકરીને મા બંને દંડાઇ જાય છે. કમળાબેનની આ દીકરી તો ગુલાબના ગોટા જેવી હતી. પરાણે વહાલી લાગે એવી. કુદરત પણ દયાળુ છે કે આનું આવાગમન કોઇને નહિ ગમે માટે એનામાં એવું કંઇક જરૂર મૂકું કે જોનારને સહેજે ગમી જ જાય. છતાંયે કોઇને ન ગમી, કોઇએ એના પર વહાલ ન વરસાવ્યું. આની જગ્યાએ છોકરો હોત તો? તો તો આનંદ આનંદ થઇ રહેત, પેંડા વહેંચાત, સાકર વહેંચાત, ને દીકરો કશું જ કર્યો કારવ્યા વિના, કેવો નીવડશે એ જાણ્યા વિના પણ ધજે પૂજાત. કેટલો ભેદ છે હિન્દુસંસારમાં દીકરા ને દીકરી વચ્ચે? દીકરો કુળદીપક, વંશસ્થાપનાર ને દીકરી એ તો લેણિયાત ને માંગણવાળી ને પારકા ઘરની વસ્તી એના માટે શું લાગણી થાય? દિ વાળે એ દીકરા પરંતુ ઘણીવાર તો દાટ વાળે છે તોયે દીકરા એ દીકરા ને દીકરી એ દીકરી જ! સૌ દીકરા જ માંગે છે, કોઇને છોકરી જોતી નથી સૌ ભગવાનને પ્રાર્થના કરે છે કે દીકરો દેજો, દેવ-દેવીઓની માન્યતા માને છે કે દીકરો દેજો મા, દીકરો દેજો દેવ એ પ્રાર્થના સાંભળીને મને ઘણીવાર થાય છે કે જો ભગવાન દરેક માબાપની પ્રાર્થના સાંભળીને તથાસ્તુ કહી દેને બધાને દીકરા જ દીધે રાખે તો આ સંસારનું શું થાય? સારું છે કે ભગવાન આપણી પ્રાર્થનાને ગણકારતો નથી ને એનું ધાર્યું જ કરે છે ને ભગવાનેય શું કરે? માણસની પ્રાર્થનામાં સ્વાર્થ જ ભર્યો હોય છે ત્યાં?

પત્ર બહુ લાંબો થઇ ગયો, નહિ? પણ મારું તો એવું જ છે તે તું ક્યાં નથી જાણતી! લખું નહિ તો મહિનાઓ સુધી એક અક્ષર પણ લખું નહિ ને લખવા બેસું તો અટકું નહિ. લખવામાં શા માટે બોલવામાં પણ મારું એવું જ છે. તારા બનેવી તો ઘણીવાર કહે છે જ કે તું બોલે નાહ ત્યારે એકદમ બોલે નહિ ને બોલવા માંડે તો પછી ગાડી અટકે જ નહિ... ભગવાને પણ અમારી ભારે જુગતે જોડી ભેગી કરી છે ને! એ છે મહેતા મારેય નહિને ભણાવેય નહિ એવા ચાર વેણની જરૂર હોય ત્યાં એક બોલે ને હું એકની જગ્યાએ ચાર! જો કે ઘણીવાર નક્કી કરું છું કે હવે બોલે એ બે ખાય, બોલે એ બીજા પણ પડી ટેવ તે ન ટળે એમ એકવાર પીન લાગીકે આખી રેકર્ડ પૂરી થયે જ છૂટકો!

સરયુ મંદા મજામાં છે. મંદાને તારા જેમ સાહિત્યનો શોખ છે ખરો. કોઈ વાર માસિકોમાં લખે પણ છે કદાચ માસીને પગલે ચાલે. સાહિત્ય ઉપરાંત કળાનો પણ શોખ છે. નૃત્ય, નાટક, ગરબા વગેરેમાં સારો ભાગ લે છે. સરયૂ ગંભીર છે એનો વિષય પણ એવો જ હતો દર્શનશાસ્ત્ર એ કૉલેજમાં લેકચરર તરીકે હમણાં જ નીમાણી છે તે સહેજ. અતુલ હજુ તો યુરોપમાં જ છે. પાંચ છ મહિનામાં આવે છે. કોણ જાણે કેવો થઇ ગયો હશે? ચાર વર્ષે જોઈશ. એની ઇચ્છા તો યુરોપમાં સ્થાયી થઇ જવાની થતી હતી પરંતુ અમને એ વાત ન રુચી ને સદ્ભાગ્યે અમારી વાત માની ગયો ને ડિસેમ્બરમાં એ પાછો આવે છે. અહીંના બધા જ ખબર આપી દીધા.

તું જલદી પત્ર લખજે ને જો આ લખાણ થોડું પણ કામમાં આવે ને તને ગમે તો લખજે. ને તો જ હું આગળ લખીશ. નહિ તો અહીં થી જ બંધ...મારે કહેવાનું તો ઘણુંયે છે પણ કેવી રીતે કહેવું તે આવડતું નથી. જો તુ આને મઠારી શકે, કામમાં લઈ શકે તો જરૂર હું તને વધારે લખીશ... નહિ તો શરૂઆત કરી ત્યાંજ અંત લાવી દઇશું. બીજું શું! મારા બનેવીને મારાં વંદન. બાળકોને આશિષ ..

એ જ લિ. તારી બેન કુમુદનાં સ્નેહસ્મરણો

## પત્ર ૨ જો

પ્રિય સુધાબેન,

તારો પત્ર મળ્યો. વાંચી આનંદ થયો. મારું લખાણ કામ આવશે, અને એ વિચાર પર વધારે લખીને મોકલું એવો તારો આગ્રહ વાંચીને વધારે આનંદ થયો, ને કેમ ન થાય? તારા જેવી લેખિકા મારા લખાણને પસંદ કરે, ને લખાણની માગણી કરે એ જ મારે મન ઘણી મોટી વાત છે. આવી તક કંઈ સૌને સાંપડતી નથી માટે આવેલી તક ઝડપી લઈને આપણે તો ઝુકાવી જ દેવાના છીએ આપણે તો હવે લખવાના જ. હવે તો તું ના કહીશને તોયે લખવાના 'ના હું તો ગાઈશ' એવું જ તો!

તું લખે છે કે આ યુગમાં દીકરા-દીકરી વચ્ચે એવા ભેદ કોઈ નથી રાખતું. પરંતુ હું તારી વાત સાથે સમત થઈ શકતી નથી. બહુ બહુ તો તું એમ કહી શકે કે કોઈક એવા ભેદ ગણતાં નથી. ને એટલું પણ તું જે સમાજમાં રહે છે તે સમાજ માટે જ કહી શકે. બાકી મોટા ભાગના સમાજમાં તો એ ભેદ હજુયે છે જ ને એ ભેદ દરેક ક્ષેત્રમા છે.

જન્મતાં જ શરૂ થતો ભેદ, જીવનનાં અંતભાગ સુધી ચાલ્યા કરે છે. કહેવતો માં સમાજની સ્થિતિનું પ્રતબિંબ પડે છે તે વાતતો તું માને છે ને? એ કહેવતો પર જરા નજર નાખી જો તો પણ એમાંથી ઘણું ઘણું મળી જશે...' ટકાની ડોશી ને ઢબુ મુંડામણ. 'સ્ત્રી રહે તો આપથી ને જાય તો સગા બાપથી,' 'ઊજળી તોયે રાત,' 'ડોશી કુંવારી ન રહે', 'નેરી બગડી તેનો ભવ બગડ્યો.' અરે આવી તો કંઈક કહેવતો ટાંકી શકું પરંતુ તાગ જોવાને માટે

આટલો ઇશારો જ બસ છે, તેજણને ઇશારો જોઇએ ડફણાં કંઇ દેવાય ? ડોશી શા માટે કુંવારી ન રહી શકે ? ને બૈરી બગડે તેનો ભવ બગડ્યો કહેનાર એમ કેમ નથી કહેતા કે ધણી બગડ્યો તેનો ભવ બગડ્યો... પુરુષ તો રસ્તો શોધી લે છે ને મોકળો થઇ જાય છે, બૈરી બિચારી ફસાય છે છતાંયે આવી અન્યાય કરનારી કહેવત એને લાગુ પાડી દીધી છે. કહેવતોની વાત જવા દઇએ. વિશેષણો જોઇ જા. સ્ત્રી કુંવારી હોય ત્યારે એને આગળ... 'કુ.' પરણેલીને આગળ લાગે 'અ. સૌ' અને વિધવાને આગળ લાગે ગંગાસ્વરૂપ ને પુરુષને નહિ કશું આગળ કે નહિ કશું પાછળ, એમ શા માટે ? કુંવારાને 'કુ.' કેમ નહિ ને પરણેલાને 'અ. સૌભાગ્યવંતો' કેમ નહિ...ખરું પૂછો તો એ જ અખંડ સૌભાગ્યવંતો રહે છે. ને રાંડેલાને 'હિમાલય સ્વરૂપ' શા માટે નહિ. કે રાંડેલો ને માંડેલો બધું એના માટે સરખું જ છે ?

સ્ત્રીની સ્થિતિ દર્શાવતા જેમ વિશેષણો એને લાગેલાં છે તેવાં જ આભૂષણો પણ છે. ચુડી, ચાંદલો, મંગળસૂત્ર, કંકણ, કડા, વીંટી ને વેષ. કોઇ પણ સ્ત્રીને જોતાં જ કહી શકે કે એ કુંવારી છે, પરણેલી છે કે વિધવા છે. પુરુષને એક પણ નિશાની નથી, શા માટે ? તું કહી શકશે ? ખરું પૂછે તો આવી નિશાનીઓની પુરુષને વધારે જરૂર છે. કારણકે આ યુગમાં એવા વિરલા પણ પાક્યા છે કે જે એક લગ્ન છુપાવીને બીજીને પરણી બેસે છે ને બીચારીને ફસાવી દે છે. આવાને તો ગામડામાં બળદિયાને આંકે છે તેમ આંકવા જ જોઇએ જેથી એ નિશાનીથી ભોળી બાળા ચેતી જાય ને એ ભય-સૂચક લાલબત્તીથી દૂર ભાગી જાય.

તને કદાચ લાગશે કે હું બહુ કડવી બની ગઇ છું, સ્ત્રીપક્ષી ને પુરુષદ્વેષી બની ગઇ છું, કદાચ એમ પણ હોય પરંતુ શું કરું ? મારી સંસ્થામાં આવતી બહેનોનાં દુઃખ જોઉં છું ને હૈયું રડી ઉઠે છે...

સ્ત્રીઓ માટે વિશેષણો–આભૂષણો, કહેવતો વગેરે છે એવાં જ સ્ત્રીઓ માટે જ વ્રતનિયમો પણ છે અલૂણાવ્રત, ગૌરીવ્રત, જીવ્રત, વટસાવીત્રીવ્રત, જયા પાર્વતીનું વ્રત, આવા તો કંઇક વ્રતો સ્ત્રીઓ માટે મુકરર કરી નાંખ્યાં છે. દરેક વ્રતમાં પતિના કલ્યાણની જ કામના કરવાની હોય છે... આ બાબતમાં મારો વિરોધ નથી, પતિનું કલ્યાણ, મંગળ પત્ની ઇચ્છે ને તે માટે પ્રભુ પાસે પ્રાર્થના કરે એ વિચાર મજાનો છે પરંતુ મને ખૂંચે છે તે એક જ વાત અને તે એ કે પત્નીના કલ્યાણ–મંગળની પ્રાર્થના કે એકેય વ્રત પતિને કરવાનું કેમ ન સૂઝ્યું? આટલો ભેદ શા માટે? પતિ લાબું આયુષ્ય ભોગવે તે માટે પત્ની વ્રત કરે તો પત્ની લાબું આયુષ્ય ભોગવે તે માટે પતિએ કેમ વ્રત નહિ કરવાનું?

વધારે દાખલાની જરૂર છે? હાથ કંકણ ને આરસીની શી જરૂર! આવી વાતે ગાડાં ભરાય ને આવા દાખલા દેવા બેસું તો પત્ર એમાં જ પૂરો થઇ જાય માટે એટલું જ કહું છું કે 'થોડું લખ્યું ઝાઝું' કરી માનજે–ને જે ભેદભાવ વાળી સ્થિતિ હાલ પણ પ્રવર્તી રહી છે તેની સામે આંખ બંધ કરીને બેસી રહીશ નહિ... બધું ચારે તરફ બારીકાઇથી જોજે, મનમાં ઉતારજે, વિચારજે, વાગોળજે. ને પછી તારી બુદ્ધિની કસોટી પર કસીને પુસ્તકમાં લખજે. છોકરા–છોકરીના જન્મ વખતે થતો ભેદ મે મારા પહેલા પત્રમા વર્ણવ્યો હતો એવો જ ભેદ ઉછેરમા, ભણતરમાં, ને લગ્નમાં પણ થઇ રહ્યો છે જ અને એ વિષે હું કંઇ લખું તે કરતા માગી ઉપર આવેલ એક મેવાભાભી શિક્ષિકાબહેનનો પત્ર જ તને વાંચવા મોકલું છું. વાંચીને તારા વિચારો જણાવજે એ જ.

લિ. તારી બેન કુમુદનાં સ્નેહ સ્મરણો

## પત્ર ૩ જો

પ્રિય કુમુદબેન,

તારો પત્ર મળ્યો, તું વળી આવું કયારથી લખતી થઇ ગઈ? લાગે છે કે લેખિકા બેનપણીનાં અંગનો રંગ લાગવા માંડ્યો છે. કાળિયા સાથે ધોળિયો બાંધે તો વાન નહિ પણ સાન તો આવે ને? સરું સારું પણ જોજે ભાઈસાબ લેખિકા બનીને પછી અમને ભૂલી ન જતી! કીર્તિ હગારી છે. એ તો બે સ્નેહીઓ વચ્ચે પણ દીવાલ ઊભી કરી દે છે, ને એ જેની પાસે જાય છે એને એવા તો ઊંચે ચઢાવી મૂકે છે કે પછી એમને એમના જુના સ્નેહીઓનો સાથ પણ ગમતો નથી. તું ભલી થઈને એવું ન કરતી. હું એમ નથી ઇચ્છતી કે તારી કીર્તિ ન વધે. કીર્તિ તું જરૂર મેળવ, તારા ક્ષેત્રમાં કામ કરીને ખૂબ આગળ આવ પરન્તુ હા જેના સહકારથી ને જેના આધારે ઊંચે ચઢી હો તેને અને મારા જેવા તારા શુભેચ્છકોને, સાથીઓને ભૂલી ન જતી. યાદ રાખજે પતંગની વાત... પતંગ ખૂબ ખૂબ ઊંચે ચડે છે. આકાશમાં એ મસ્ત બનીને લહેરાય છે, ત્યારે સૌની નજર એના પ્રતિ જ હોય છે અને એ જાણીને પતંગને પોતાને એ ઉડ્ડયનનો, ચડાણનો, સૌથી ઊંચે ચડવાનો, ગર્વ થાય છે, ને વધુ ઊંચો ચડવા એ અધીરો બને છે ને તેમ કરવા જતાં એને દોર આડો આવતો લાગે છે અને લાગે છે કે એ દોર એની ગતિ રોકી રાખે છે, એના સ્વૈરવિહાર ઉડ્ડયનમાં એ બાધારૂપ બની રહ્યો છે એટલે એ તદ્દતરૂપ દોરને કાઢી નાંખવા માંગે છે, એ દોર કપાય તો જ વધુ ઊંચે ચડાય, એ જ્યાં સુધી વળગેલો હશે ત્યાં સુધી એ ફાંસારૂપ જ છે, એ ધરતી પર ખેંચી જવાનો છે

માટે એને કાપી જ નાંખવો. આ વિચારને જો એ અમલમાં મૂકે અર્થાત્ પનગનો દોર કપાઈ જાય તો પતંગની શું સ્થિતિ થાય તે કહેવાની જરૂર તો નથી ને? તને થશે કે આ બધું મને શા માટે લખે છે? નથી હજી તો માગી કીર્તિ વધી કે નથી મે સ્નેહીઓનો સાથ છોડ્યો. ખરી વાત છે પરંતુ પાણી પહેલાં પાળ બાંધી લેવી શું ખોટી? જવા દે. એ બધી વાતો. ખોટું લાગ્યું હોય તો પહેલેથી જ માફી માગી લઉં છું ને હવે તું જે જાણવા માગે છે તે વિષે જ લખું છું.

સુધાબેનના મત કરતાં હું તારા મન સાથે વધારે સંમત થાઉં છું. દીકરા દીકરી વચ્ચે જન્મતાં જ ભેદ ઊભો કરવામાં આવે છે, ને તે ભેદ જીવનભર ચાલુ જ રહે છે એમ મારી તો માન્યતા છે, ને મારી માન્યતાનો આધાર પણ સુધાબેન જેમ કોરી કલ્પના નથી, સત્ય ઘટનાઓ જ છે–જોયેલી અને જાણેલી. ને એ અનેક ઘટનાઓમાંની આ રહી એક ઘટના:

નિર્મળા નામની છોકરી છે. સાધારણ સ્થિતિનાં માબાપને ત્યાં એનો જન્મ થયો, સાતમે વર્ષે એને મારી શાળામાં ભણવા બેસાડી, જોતાં જ ગમી જાય એવી રૂપકડી છોકરી છે, શરીર પણ મજાનું છે ને ભણવામાં પણ હોશિયાર છે. ચાર ચોપડી પૂરી થતાં જ માબાપે નિશાળમાંથી ઉઠાડી લીધી, મારાથી એ સહન ન થયું. ભણી શકે એવી છોકરીને શા માટે એટલી નાની ઉમ્મરે ઉઠાડી લીધી તે ન સમજતાં હું એનાં મા-બાપને મળવા ગઈ...એમને ખૂબ સમજાવ્યાં. છોકરી ખૂબ હોશિયાર છે, એ આગળ ભણી શકે એમ છે, એને ભણવાની હોંશ છે, આ જમાનો ભણતરનો છે વગેરે ઘણું સમજાવ્યું પરંતુ એની માએ તો ગધ્ધાનું પૂંછ પકડયું તે પકડયું જ...કહે, દીકરીની જાતને વળી બહુ ભણતર શા કામનાં? ભણી ભણીને કયાં નોકરી કરવા જવાં છે! થોડુ લખતાં વાંચતાં

આવડે એટલે ઘણું. ને દીકરીને ભણાવીને ઘેર થોડી જ રાખવી છે? પારકે ઘેર મોકલવી છે ને ત્યાં કામ માગશે કામ, ભણતર નહી સમજ્યા? ટૂંકમા એની માની આવી અનેક દલીલો પાસે મારું કંઈ જ ચાલ્યું નહી. મેં એના પિતાને સમજાવી જોયા. એમની તો એક જ દલીલ હતી એની માને ગમ્યું એ ખરું... મને થયું કે સંભળાવી દઉં કે શું બધી જ વાતમાં એની માને ગમે છે એમ કરો છો ખરા કે ફક્ત આમા જ! પરંતુ ફાયદો શો? એમનો નિર્ણય ડગે એમ નહોતો જ. એ જીત્યા ને હું હારી ને ભાવિની આશા આપતી નિર્મળા માની અજ્ઞાનતા જીદ અને પિતાની બેદરકારીને કારણે ઘરની ચાર દીવાલમાં ધકેલાઇ ગઈ. મને ખૂબ જ દુઃખ થયું ને વિચાર આવ્યો કે કહેનારે ખરું જ કહ્યું છે કે એક છોકરાને કેળવો છો ત્યારે તમે એક જ વ્યક્તિને કેળવો છો પરંતુ એક છોકરીને કેળવો છો ત્યારે આખું કુટુંબ કેળવો છો. કારણ એ છોકરી મા બનવાની છે, ને એક મા સો શિક્ષકની ગરજ સારે છે. જો નિર્મળાની મા જ કેળવાયેલી હોત, ભણેલી હોત, ભણતરની કિમ્મત જાણતી હોત, તો નિર્મળાનું ભવિષ્ય હાથે કરીને આવું અંધકારમય કરી નાંખત ખરી? જ્યાં સુધી આવી અણઘડ ને અજ્ઞાન માતાઓ હશે ત્યાં સુધી આવી અનેક યુવતીઓ અજ્ઞાનના અંધકારમાં ફેંકાઇ જ જવાની ને?

નિર્મળાના હાથમાંથી પુસ્તકો છિનવાઈ ગયાં ને ઝાડુ, વાસણ આવી ગયાં. આખો દિવસ ઘરકામ ને નાના ભાઈ બહેનને હીંચોળવા રમાડવા ને તેડીને ફરવું. નદીતળાવે કપડા ધોવા જવાં, પાણી ભરી લાવવું એ જ એનો નિત્યક્રમ થઇ પડયો. થોડું ભણીતી તે પણ ભૂલવા લાગી ને વાચનમાં થોડો ઘણો રસ કેળવ્યો હતો તે પણ સુકાવા લાગ્યો, ખીલેલી બુદ્ધિ કુંઠિત થવા લાગી ને શરીર ખીલવા લાગ્યું. માબાપને ચિન્તા પેઠી. સાપનો ભારો ઠેકાણે પાડવાની ચારે તરફ નજર દોડાવવા માંડી ને એક છોકરાને પસંદ કરીને

સગાઈ કરી પણ દીધી. માબાપને થયું કે ચાલો ઠીક કામ પત્યું. છોકરો ઠીક છે, દીકરી ખાધેપીધે સુખી થશે. બીજું શું જોઈએ? કેમ જાણે જીવનમાં ખાવુંપીવું એ જ એક કાર્યમાં જીવનની સમાપ્તિ ન થઈ જતી હોય? ઠીક ઘર મળ્યું. ઠીકઠીક વર મળ્યો ને નિર્મળાનાં મા-બાપને શાંતિ થઈ, પરંતુ નિર્મળાના દુર્ભાગ્યે એટલું સુખ પણ એને ન સાંપડ્યું. એ છોકરાને ટાઈફોઈડ થયો, ને થોડી જ માંદગી ભોગવીને મૃત્યુ પામ્યો. નિર્મળાનાં મા-બાપના પેટમાં તેલ રેડાયું. હવે શું થશે? આ પાછી વળેલી દીકરીને કોણ લેશે? અપશુકનિયાળ દીકરીનો હવે હાથ કોણ ઝાલશે? બીચારી નિર્મળા વગર વાંકે દંડાઈ ગઈ. અપશુકનિયાળ ગણાઈ ગઈ. જ્યાં કહેણ મૂકે ત્યાં એક જ વાક્ય બોલાય, ના બાઈ ના, જાણી પેખીને એને કોણ લે? સગાઈ કરતાં જ એકને ભરખી ગઈ...હાથે કરીને એનીને લેવી? દીવો લઈ ને કૂવે પડવું? ન મળનું હોય એને ઠીક છે બાકી ઉઘાડી આંખે એવી પાછી વળેલીને તે લેવાની હોય?' મા-બાપ મુંઝાયાં, અકળાયાં; ને સાપના ભારાને જલદી ઠેકાણે પાડી દેવા આકળાં અધીરાં થઈ ગયાં ને એ અધીરાઈમાં એમણે એક છોકરાને શોધી કાઢયો. ને દીકરીને ઠેકાણે પાડી દીધી ઠેકાણે કેમ કહેવાય કઠેકાણે પાડી દીધી એમ જ કહી શકાય. પંચવર તો મળ્યો નહિ. બીજવર અને તે પણ મુડદા જેવો જ મળ્યો. ખાટી છાશ ઉકરડે જ ઢોળાયને? જે મળ્યો તેની સાથે પરણાવી દેવાની જ જાણે મા-બાપને ઉતાવળ હતી. એ ઉતાવળમાં...લાકડે માંકડું વળગાડી દીધું ને લગ્ન લેવાઈ ગયાં. નિર્મળા સાવ બાળકી જેવી જ લાગે છે, કશી જ ઉતાવળ કરવાની જરૂર નહોતી છતાંયે મા-બાપે ઉતાવળ કરી નાંખી. મારાથી ન રહેવાયું. મેં કહ્યું કે હજુ ઘણી નાની છે. શા માટે આટલી ઉતાવળ કરો છો? તો જવાબ મળ્યો કે દીકરીને અને ઉકરડીને વધતાં શી વાર? એ તો કાંઈ કરી નાંખશે...મેં એ પણ દલીલ કરી કે શા માટે મુડદાં સાથે મીંઢળ બાંધો છો? તેનો તુરત જવાબ

મળ્યો કે અમે મા-બાપ છીએ ! એનાં દુશ્મન થોડાં જ છીએ જે કરતા હોઈશું તે જોઈ વિચારીને જ કરતાં હોઈશું ને ! મેં કહ્યું ખરું છે પણ આની ઉમ્મર ? વાક્ય પૂરું કરું તે પહેલાં જ ધડાક જવાબ મળ્યા કે નાના જોડને કોઈ જીવતાં નથી ને મોટાં જોઈને કોઈ મરતાં નથી ..એના નસીબમાં હશે એ થશે...ને મારાથી ઊંડો નિસાસો નંખાઈ ગયો ને એ જ વાકયોનું મનમાં મેં પણ પુનરાવર્તન કર્યું કે બીચારીના નસીબમાં હશે એ થશે.

લગન લેવાઈ ગયાં-ઢોલ ત્રાંસા વાગી ઊઠયાં. વર તોરણે આવ્યો. ને મા-બાપના કહેવા મુજબ રંગેચંગે...નિર્મળા પરણી ઊતરી...ને બાપના ભારાનો ભાર માથેથી ઊતારીને મા-બાપે છુટકારાનો દમ ખેંચ્યો...મા-બાપે નિર્મળાને ઠેકાણે પાડી દીધી...આ શબ્દમાં કેવો અર્થ છે ? 'ઠેકાણે પાડી દીધી'...પૂરેપૂરી જ ઠેકાણે પાડી દીધી હોત તો બહુ સારું હતું. આગળના જમાનામાં રાજપૂતો ઘણીવાર દીકરીને દૂધપીતી કરી દેતા એ કૃત્ય આના કરતાં ઓછું હિંસક હતું એમ નથી લાગતું ? આવી ઊગતી કળી સમી, ગભરુ દીકરીઓને આવા નમાલા, માંદલા, ખખડી ગયેલા, માનવ મુડદા સાથે પરણાવીને, એના જીવનને રોજ રોજ રહેંસવું તે કરતાં એક ઝપાટે પૂરું કરી નાખવું એમાં વધારે દયા નહોતી ? બીચારી નિર્મળા શું કરે ? એનામાં વિરોધ કરવાની પણ કયાં શક્તિ હતી ? મા-બાપ કરે તે સારા સારું જ કરે એમ પણ કદાચ માનતી હોય...કદાચ સૌનું થાય છે એમ એનું થશે એમ પણ માનતી હોય... કદાચ નસીબમાં એવું જ હશે...એમ પણ માનીને મનનું સમાધાન મેળવતી હોય.

એના હૈયામાં અકથ્ય વેદના ભરી હશે... એ વેદનાને એણે વાચા આપી નહોતી છતાં યે હું જાણી શકી છું... માયરામાં એ ધ્રુજતા વદને બેઠી હતી. ને મા-બાપે જ્યારે કન્યાદાન દીધું...ને

ગોર મહારાજે જ્યારે એનો કુમળો, કેળના પાંદડા જેવો હાથ પેલા માનવ મુડદાના ખડબચડા હાથમાં મૂકયો ત્યારે એ કેળ સમી કંપી ઊઠી હતી. પણ એ કંપ જોવાની ત્યાં કોને આંખો હતી, કોને નવરાશ હતી, ને એના ઊંડા નિસાસા સાંભળવાનો કોને ત્યાં અવકાશ હતો ? ગીતોના ઘોંઘાટમા ને બામણના બરાડામા, એ ગભરુ કુણી વેલ સમી બાળાનો હાથ પેલા ખવીસના હાથમા અપાઈ ગયો ..ને મા-બાપે કન્યાદાન દઈને કૃતાર્થતા અનુભવી ને જન્મતા જ પારકી ગણેલી દીકરીને, ખરેખર પારકી જેવી જ માનીને...એ પારકાના હાથમાં સોંપી દીધી

નિર્મળાની વિદાય વેળા આવી એની આખમાં આસુની ચોધાર ધારાઓ હતી. મને થયું કે આ 'આંસુ શાના હશે ? મા-બાપ ભાઈ-ભાંડુ, પિયર, સગાસ્નેહી બેનપણી, સહીપણી છોડીને જાય છે એનાં કે આ માનવ મુડદા સાથે જિન્દગી વીતાવવાની છે તેની અગાધ અકલ્પ્ય વેદનાના ! મા-બાપને પગે લાગી, મા-બાપે આશીર્વાદ આપ્યા ત્યારે પણ મને થયું કે હવે આશીર્વાદ શુ કામ કરશે? એમને રડતાં જોઈને મને સહેજ ક્રોધ પણ આવ્યો. થયુ કે કહી દઉં કે શુ જોઈને રડો છો ? આ ખરુ રુદન નથી, ઢોંગ છે. જો તમને તમારી પુત્રી પ્રતિ સહેજ પણ લાગણી હોત તો હાથે કરીને આ મડા સાથે એનું મીંઢળ ન બાંધત-કાગડાની કોટે રતન ન બાંધત...

નિર્મળા મારી પાસે આવી મને પગે લાગી, મારી સામુ જોયુ ને બેન કહીને મને ચોંટી પડી ને ધ્રુસકે ધ્રુસકે રડી પડી. મે એને છાતી સરસી ચાંપી દીધી. પણ આશીર્વાદના શબ્દો હું ન જ બોલી શકી આસુભની આંખે મૂંગા મૂગા મેં એના માથે હાથ મૂકયો મૂગા મૂંગાજ આશીર્વાદ આપ્યો ને પ્રભુ પાસે પ્રાર્થના કરી કે પ્રભુ એનુ કલ્યાણ કરો ..એ એના પતિ પાછળ ચાલી ને મારું મન બોલી ઊઠયુ કે ખરેખર 'દીકરી ને ગાય દોરે ત્યાં જાય.'

લિ. સુધાબેનનાં સ્નેહસ્મરણો.

## પત્ર ૪ થો

પ્રિય સુધાબેન,

તારો પત્ર મળ્યો. તુ લખે છે કે 'દીકરી ને ગાય દોરે ત્યાં જાય' એ જમાનો હવે તો નથી જ. આ યુગ છે સમાનતાનો. જ્યાં છોકરા-છોકરી જાતે જ જીવનસાથી પસંદ કરીને પરણે છે જ્યા એકબીજા સ્નેહથી જોડાય છે ત્યાં દીકરી ને ગાયવાળી કહેવત લાગુ પડી શકે જ કેમ? હા, જ્યારે મા-બાપ શોધતાં ત્યારે કદાચ તું લખે છે એવા કોઈ લાકડે માંકડાં વળગાડી દીધાં હશે, કે મડા સાથે મીંઢળ બધાઈ ગયા હશે, કે કાગડાની કોટે રતન બંધાઈ ગયા હશે; પરંતુ આ કાળે તો પોતે જ જીવનસાથીની પસંદગી કરીને, પ્રભુતામાં પગલાં માંડે છે ત્યાં એ કહેવતને અવકાશ જ નથી એવું બનવું સંભવિત જ નથી. માટે આજે હું તને કહું છું કે "તું પણ ફક્ત તારી દુનિયા જોઇને જ એક નિર્ણય ન બાંધી દે બહારની વિશાળ દુનિયા પણ જો...ને પછી લખ સમજી!"

તને તક મળી ને મે જે તને કહ્યું હતુ તે જ વાત તેં મને માથામાં મારી. કંઇ વધે નહિ. પરંતુ અજે તને ફરી કહું છુ કે તું હજીયે તારા આસપાસની જ દુનિયાની વાત કરે છે, જ્યારે હું વિશાળ દુનિયાની વાત કરુ છુ. તું કહે છે તેવી સમાનતા ને પસંદગી માટેનો અવકાશ જો બધે જ હોત તો કેવું સારું હતું? પરંતુ એવું છે નહિ તે નક્કી છે એક સૂચના કરવાનું મન થઈ જાય છે અને તે એ કે તારું પુસ્તક પ્રગટ કરે તે પહેલાં એકવાર આખા હિન્દુસ્તાનમા ભ્રમણ કર જાતે જ નિરીક્ષણ કર ને પછી લખાણ પ્રગટ કર, તો જ એમાં વાસ્તવિકતા આવશે. આમ સાત માળની હવેલીમા હીંડોળાખાટે બેસીને આસપાસની રંગબેરંગી

દુનિયા જ જોઇને જો તું સમસ્ત દુનિયાનો નિર્ણય બાંધી દઇશ ને એ પ્રમાણે લખી નાંખીશ તો તારા લખાણમાં વાસ્તવિકતા નહિ જ આવે અર્થાત્ વસ્તુસ્થિતિ જે છે તેનું ખરું સ્વરૂપ, ખરી હકીકત તો નહિં જ આવી શકે. તું નાનકડા વર્તુળમાં જ ફરે છે, ને એમનાં જ જીવન જોઇને, બીજાનાં પણ એવાં જ હશે એમ માની બેઠી છે, પરંતુ આ આમ, તો બીજું તેમ હશે જ, એવું તારું 'લૉજીક' આમાં ચાલે નહિ. આખી વસ્તુસ્થિતિ સમજવા માટે તારે તારા એકદંડિયા મહેલમાંથી ધરતી પર ઊતરવાની જરૂર છે, રંગીલી દુનિયામાંથી ઊતરીને વાસ્તવિક દુનિયાને જોવાની પણ જરૂર છે. એ એકદંડિયા મહેલમાં બેઠાંબેઠાં બાયનોક્યુલર દ્વારા આખી દુનિયાનો તાગ લેવા મથે છે, મથતી પણ નથી, માને છે કે લઇ લીધો જ. ને એટલા જ અનુભવ પર, એટલા નજીવા માલ પર જ પુસ્તક રૂપી મોટી ઇમારત ચણવા માગે છે તે કેમ ચણાશે, ને ચણાશે તો કેવી ચણાશે, કહે જોઈએ ?

તારો પત્ર આવ્યો તે સમયે હું ગૌતમ બુદ્ધનું જીવનચરિત્ર વાંચી રહી હતી, મારાથી તારી સરખામણી સહેજે એમની સાથે થઇ ગઇ. જો જે ભુલાઈ ન જતી. આ સરખામણી જુદી જ રીત થઈ છે. બાળપણમાં જ્યારે ગૌતમબુદ્ધને વાસ્તવિક, કઠોર, ને નઠોર દુનિયાથી દૂરદૂર રાખ્યા હતા ત્યારે એમની પાસે જઇને કોઇક કહેત કે આ વિશાળ પૃથ્વી પર અરે આખી પૃથ્વીની વાત શા માટે ? તમારી આસપાસ પણ વૃદ્ધાવસ્થા છે, રોગ છે, ને મૃત્યુ પણ છે તો એ માનત ખરા ? કહેનારને એમ જ જવાબ આપતને કે અશક્ય... એવું ક્યાંય છે જ નહિ ને હોત તો હું નજરે જોવત કે નહિ ? પરંતુ તને સમજાશે કે ગૌતમ બુદ્ધ નહિ પણ કહેનાર જ ખરી હકીકતથી માહિતગાર હતો. ગૌતમબુધ્ધ એમના એકદંડિયા મહેલમાંથી વાસ્તવિકતાને જાણી શક્યા જ નહોતા. વૃદ્ધાવસ્થા, રોગ ને મૃત્યુ બધું જ આ દુનિયામા એ કાળે હસ્તી ધરાવતું હતું ને આજે

પણ ધરાવે છે જ. ફક્ત ગૌતમ બુદ્ધે તે કાળે જોયું નહોતું એટલું જ એ રીતે કહીએ તો એમનું જ્ઞાન અધૂરું હતું. ઘુવડને કોઈ કહે કે ભાઈ સૂર્યની હસ્તી છે જ તો ઘુવડ શું જવાબ દેશે ? કહેશે કે અશક્ય. સૂર્ય વળી શું છે ? કદાચ તમે કહો છો તેમ એની હસ્તી હશે તો આગળ જૂના જમાનામાં હશે. પરંતુ આ યુગમાં, આ કાળે તો એ છે જ નહિ, તો શું આપણે ઘુવડની વાત માની લઈશું ? આવું જ કંઈક અંશે તારી બાબતમાં મને તો લાગે છે. તારી દુનિયા એટલે થોડાં ધનાઢ્યોની દુનિયા. મોટર, બંગલા, ગાડીઘોડા, કલબ, રેઈસીસ વગેરેમાં ફરનારા, કહેવાતા સંસ્કારી ને ભણેલા, પશ્ચિમના રંગે પૂરા રંગાયેલા, જ્યાં દીકરા–દીકરી વચ્ચે ભેદ નથી. જ્યાં બંનેનો સમાન ઉછેર થાય છે ને સમાન જ્ઞાન અપાય છે, જ્યાં બાળજન્મનું પ્રમાણ મર્યાદિત છે, ને તેથી દેખરેખીમાં પણ કચાશ રહેતી નથી. બંને ભણે છે ને ઘણીવાર ભણતાં જ જીવનસાથી પસંદ કરીને પરણી પણ લે છે. ને સુખી સંસાર માંડે છે. આવી તારી દુનિયામાં મારી દુનિયા જેવાં દુઃખ ન હોય, જો કે સ્નેહલગ્નનાં બધાં જ જોડાં સુખી થાય છે, ને મા–બાપનાં મેળવેલાં બધાં જ દુઃખી થાય છે, તેમ હું માનતી જ નથી. આપણને મા–બાપે જ પરણાવ્યાં છે ને ! કેટલાં સુખી છીએ–ને તારી દુનિયામાં વસતાં સ્નેહલગ્નનાં જોડા કેટલાં દુઃખી પણ છે તે તો તું જુએ છે ને એટલે સુખદુઃખનો બધો જ આધાર એના પર તો નથી જ. તોયે કહી શકાય કે એકંદરે આ સમાનતામાં માનનારો વર્ગ સુખી થઈ શકે છે, લગ્નજીવનમાં કદાચ દુઃખી થાય તોયે. પગભર રહી શકે તેટલું ભણાવું મા–બાપ બંધાવે છે તેનો પણ તેમને ટેકો મળે છે. આવી નાની દુનિયા જોઈને તું કહે કે દીકરા-દીકરી વચ્ચે હવે ભેદ જ નથી...હવે દીકરી ને ગાય દોરે ત્યાં જતી જ નથી તો શું મારે એ વાત માની લેવી ? કેમ માનું ? કારણ કે તું જુએ છે તે કરતાં હું તદ્દન નિરાળું જ જોઉં છું. ૭ આંધળાએ હાથી જોયો હતો ને સૌએ હાથીનું વર્ણન

જુદું જુદું કર્યું, પગ જોયા તે કહે કે થાંભલા જેવો છે, ને સૂંઢ જોઈ તે કહે સાપ જેવો. ટૂંકમાં વર્ણન તો હાથીનું હતું પણ પૂરા હાથીનું નહિ જ. એના એકેક અંગનું ને એક અંગનું વર્ણન કર્યાથી કંઇ આખા હાથીનો ખ્યાલ આવી શકે નહિ. એ પ્રમાણે પણ મારું અને તારું કદાચ બનતું હોય પરંતુ તારી દુનિયા નાની છે ને પ્રમાણમાં મારી વિશાળ છે, કારણ કે મારું કાર્યક્ષેત્ર એવું છે. તને ઉજળી બાજુ જ જોવા મળી જ જ્યારે મને કાળી બાજુ પણ ખૂબ જોવા મળી છે. માટે જ કહું છું કે કંઇ પણ લખ કે પ્રગટ કર તે પહેલાં બધું નજરે નિહાળી આવ. આ દુનિયાના લોકોનાં સુખદુઃખ પણ જાણી જા. પછી જ પુસ્તક પ્રગટ કર... તો તેમાં વાસ્તવિકતા આવશે થોડા કાચા માલ પર જ તું મોટા મહેલ ચણવા માગે છે ને એમાં જ્યાં જ્યાં જરૂર લાગે ત્યાં કલ્પનાના રંગ પૂરવા પ્રયત્ન કરે છે, અગર બીજાએ લખેલું વાંચીને, એ જ વાત તારા શબ્દોમાં મૂકવા માગે છે એ સ્થિતિ બરાબર નથી. આવું અધરું લખાણ લખવાની જરૂર પણ શી છે? ચરિત્રનું ચિત્રણ કરે છે એની વાત તો પૂરી જાણતી નથી, ને બેસી ગઇ છું લખવા તો તારે શું લખવા ખાતર જ લખવું છે, નામ ખાતર લખવું છે કે ખરેખર કંઇ કહેવા માટે જ લખવું છે?

મારા મત પ્રમાણે લખાણ તો ત્યારે જ લખવું જોઇએ કે જ્યારે મનમાં લાગે કે હવે તો લખ્યા વિના રહી શકાશે જ નહિ...અંદર ઘૂંટાઇ ઘૂટાઈને ઘૂંટાય પછી જ બહાર આવે એ લખાણમાં જે મજા આવે તે અધૂરિયામાં ન જ આવે ને? પૂરા દહાડે માતા બાળકને જન્મ આપે એ જ બાળક તન્દુરસ્ત હોય ને! અધૂરિયું કેવું જન્મે? માયકાંગલું જ ને! અને જો મોટે ભાગે ક્ષણજીવી જ નીવડે ને જો જીવી જાય તો જીવતર આખું માયકાંગલું જ કાઢે કે નહિ! લખાણને પણ ઘણા લેખકો અને કવિઓ પ્રસવ સાથે સરખાવે છે એ તો તું જાણે જ છે...પ્રસવ જેવી એમાં પીડા હોય ને એના સંપૂર્ણ સર્જ-

નમાં આનંદ પણ હોય...લખાણુને પણ પેલી પંક્તિઓ લાગુ પાડી શકાય કે નહિ ? 'જનની જણુ તો ભક્તજન કાં દાતા કાં શૂર, નહિ તો રહેજે વાંઝણી મત ગૂમાવીશ નૂર ' લખો તો એવું લખો ..કે વાંચનાર ફરી ફરી વાંચે, ઓછું લખો પણ એવું લખો કે એમાં કંઈક ચિરંજીવી તત્ત્વ આવે...બાકી તો ચોમાસામાં કેટલાયે અળશિયાં ફૂટી નીકળે છે એમ પુસ્તકો પણ પ્રગટ થાય છે. આજે એ જન્મે છે ને કાલે એ મરે છે એવા અધૂરિયા બાળકના પ્રસવથી કોનું કલ્યાણ થવાનું છે ? પ્રસવ પહેલાં ધારણુ કરવાની મજા માણો...પ્રસવની વેદના જાણો ને પછી હલકા ફૂલ થવા જેવું લાગે, ને જેમ ફૂલના ગોટા જેવો દીકરો જોઈને મા તૃપ્તિ અનુભવે એવી જ તૃપ્તિ લેખક એનું પુસ્તક જોઈને અનુભવે...તો લખ્યું સાર્થક.

મારી આવી ઉપમાથી હસની નહિ ! મારી દુનિયા છે એવી જ ઉપમાઓ મને સૂઝે ને ? મને ડર છે કે મેં જરા વધારે લખી માર્યું છે. તારા લખાણુ ઉપર ટીકા પણ કંઈક કરી નાંખી છે, તે માટે હું પહેલેથી જ માફી માંગી લઉં છું. તેં મને છૂટ આપી છે તેથી મનમાં લાગે છે તે લખી મારું છું, જો કંઈ વધારે પડતું લાગે તો માફ કરજે.

આજે પણ મારા પર આવેલ એક બીજા બહેનનો પત્ર તને વાંચવા મોકલું છું. વાંચીને પત્ર પાછો મોકલજે ને તારો મત પણ આપજે. સરયુ એના કાર્યમાં મશગૂલ રહે છે ને મંદા હમણાં નાટકચેટકમાં પડી છે. અનુલ આવતે મહિને જ આવે છે એટલાં માસીબા એને મળવા તો આવશેને ? મારા બનેવીને પ્રણામ, બાળકોને આશિષ.

લિ. કુમુદનાં સ્નેહસ્મરણો

## પત્ર ૫ મો

પ્રિય કુમુદબેન,

તારો પત્ર મળ્યો. તું મારા જીવનની વિગત જાણવા માગે છે ને એ વિષે હું તને કંઈ લખું એમ પણ તારી ઈચ્છા છે તે જાણ્યું, ભીંગડાં વળેલા ગૂમડાને ખણીને ઉખેળી નાખીએ તો શુ થાય ખબર છે ને? રૂઝાવા લાગેલું ગૂમડું ફરી ઉખળે જ ને? મારા જીવન વિષે લખતાં મારી હાલત આવી જ થાય છે એ વાત હું ભૂલવા જ માંગું છું,...કોઈ એ વિષે વાત કરે, તો સાંભળવાને માંગતી નથી, કંઈ પૂછે તો કહેવાયે માગતી નથી એ જ વાતોને, એ દુઃખમય કથનીને તું યાદ કરી કરીને લખવાનું કહે છે, મા-ડ મા-ડ આશ રેલા નીરને હાથે કરીને ડોળવાનું કહે છે, બાઝેલા પોપડાને ઊખેળીને દરદને ઉખેળવાનું કહે એ ગમતું નથી છતાયે તુ એ ક્ષેત્રમા કામ કરે છે, તેથી કદાચ તને આવી વાતો ઉપયોગી થાય માટે થોડું લખું છું.

મારું બાળપણ તો હસતા રમતાં જ વીત્યુ હતુ તે તો તુ જાણે છે યાદ છે ને કે આપણે જાતજાતની રમતો રમતાં હતાં તેમાં વરવહુની રમતો પણ ઘણીવાર રમતા તે રમતમા હુ વહુ થતી ને તુ મારો વર થતી તું વર થાય તો જ હુ વહુ થવાનુ કબૂલ કરતી નહિ તો ચોખ્ખી ના જ કહી દેતી. ત્યારે બીજી છોકરીઓ બોલી ઊઠતી કે આ સરુડીને જેવો તેવો વર ગમતો જ નથી ને હુ લહેકો કરીને બોલી ઊઠતી કે તે જેવો તેવો વર શેનો ગમે વળી? ગોરમાની પૂજા કરતા હુ ગભીર બની જઈને માને ગદ્‌ગદ કંઠે વીનવતી કે, હે મા ગોરમા! વર સારો દેજે, ત્યારે તું પણ હસીને કહેતી કે સરુ, તારી આટલી ગંભીરતાપૂર્વક કરેલી પ્રાર્થના ગોરમા જરૂર

સાંભળશે જ ને વર ને ઘર બધું સારું દેશે જ. તમારે મન એ હસવાની વાત હતી જ્યારે મારે મન એ ગંભીર વાત હતી તમને સૌને થતું કે હું વર માટે આટલી પ્રાર્થના કેમ કરું છું. પણ કોણ જાણે કેમ મારા મનમા વર કેવો મળશે, સાસુ કેવી મળશે, ઘર કેવું મળશે એ વિચાર અવતા જ. વગ મારશે તો નહિ ને ? સારી રીતે રાખશે ને ? ને જો મારશે તો, તો તો બાને ત્યાં જ દોડી આવીશ' પણ બાપે નહિ રાખે ને ? કારણ કે બાને હું જાણતી'તી. પાસે જ વનાભાઈની વીમુ વરના દુઃખે પિયર રહેતી ને રોજ અમારે ત્યાં નળે પાણી ભરવા આવતી ત્યારે બા એને જોઈને કેટલી વાર કહેતી કે વીમુની મા દીકરીને ઘેર રાખીને દીકરીની જિન્દગી બગાડે છે... હું દીકરીને આમ ન રાખું. દીકરી તો સાસરે જ શોભે...પિયરની પાલખી કરતાં સાસરાની સૂળી સારી...હાથી રાજદરબારે શોભે ને દીકરી સાસરે શોભે...આવી કંઈક કહેવતો કહેતી ને મને મનમાં થતું કે હે ભગવાન ! વર સારો દેજે, નહિ તો આપણું તો આવી જ બનશે...પાસે જ પેલી ગંગા રહેતી હતી તે તો યાદ છે ને ? એનો વર એને બીચારીને મણુમાર મારતો—બીચારી રાતે આંસુએ રોતી ને જેવાં નસીબ એમ કહીને ઊંડા નિસાસા નાંખતી ને ભગવાનને વીનવતી કે હવે તો આમાંથી છોડાવ પ્રભુ ! શિવાકાકાની મંગળા કેટલો માર ખાતી ! એનો વર વહેમી હતો...બીચારી કેવી ભલી હતી ! મેં એને કહ્યુ આના કરતાં તો મોત સારું, ત્યારે શું કહ્યું હતું યાદ છે ને ? કહે, પરભવનું દેણું ચૂકવી દઉં કે જેથી આવતે ભવ એ ફરી પાછો મારા નસીબે ન ચોંટે...બ્રાહ્મણની દીકરીને આવાં વચન કાઢતાં કેટલું દુઃખ થતું તે તને ખબર છે ને ! ભવોભવ એ પતિ મળજો એ ભાવના જેના લોહીમાં છે, જેના એવા સંસ્કાર છે, જેને એવું શિક્ષણ આપવામાં આવ્યું છે એને પણ એમ કહેવું પડે કે હવે ફરી આ નસીબે ન મળજો...ત્યારે કેટલી વેદના થઈ હશે એને ! બીચારીને યમદૂતે જ એ કારાગૃહમાંથી છોડાવી.

વજુકાકાની ચંપાને એના વરે–માયરામાં, હસ્તમેળાપ વખતે જ હાથમાં ટાંકણી ખોસી દીધી હતી તે તો યાદ છે ને? આવા વરોની વણજાર જોતી ને ધ્રાસકો પડતો. થતું કે...ગોરમા...વર સારો દેજે નહિ તો આપણાં તો બારે વહાણ બૂડી જવાનાં છે. એવા વરની નીચે રહેવાશે નહિ...ત્રાસ સહેવાશે નહિ...ને પાછી આવીશ તો બા રાખશે નહિ...તો.. તો શું થશે એ વિચારે જ હું કંપી ઊઠતી...

મંગળા તો છૂટી પણ ગંગાનું શું? ક્યાં સુધી એને માર ખાવાનો! એમાંથી એને કોણ છોડાવી શકે? ધણીની જેલમાંથી છૂટવું અઘરું છે બીજી જેલમાંથી હજી છૂટી શકાય, પણ પતિદેવની જેલમાંથી તો એક યમરાજ જ છોડાવી શકે એક તરફ આવા વર જોઇને થતું કે પરણવું જ નહિ કે પીડા નહિ...આવા વર મળે તો વરઝોળા થાય ને? એના કરતાં કુંવારા જ રહેવું શું ખોટું? પણ એ તો વળી તદ્દન અશક્ય હતું. હજી તો પૂરી ઉમ્મર નહોતી થઇ ત્યાં મા–બાપ પરણાવવા અધીરાં બની ગયાં હતાં ને જ્યાં કોઈ છોકરો દેખાય ત્યાં કેણુ મૂકી દેતાં હતાં...સગપણની પૂરજોશમાં વાતો ચાલી રહી હતી, ને વર વિષે એટલા જ પૂરજોશમાં હું વિચારી રહી હતી, તે જ સમયે પાડોશમાં કાલિન્દીબેન રહેવા આવ્યાં. એ અને એમના વર ગતદહાડો મજાના કલ્લોલ કરતાં, કપોત–કપોતી જેમ રહેતાં, કિલકિલાટ કરતાં...ને એમને જોઇને મને થયું કે વર આવા પણ હોય છે...ને જો મારે ભાગે આવો જ મળે તો! અહાહા તો તો પછી પૂછવું જ શું? સ્વર્ગને અને મારે છેટું જ ન રહેને? અને મેં ગોરમાને વાંદીને કહ્યું કે મા તારી પૂજા મેં ચિત્ત દઇને કરી છે, રાતદિન તારું જ ધ્યાન ધર્યું છે, મા! બદલામાં એટલું જ માગું છું કે તું વર સારો દેજે...કાલિન્દીબેનના વર જેવો જ... રતીભાર ફેર ન કરતી હો મા!

તને લાગશે કે હું નાનપણથી આટલા બધા વરના વિચારો

કરતી કેમ થઈ ગઈ? પરંતુ એમાં મારો પણ દોષ નથી. દોષ હોય તો વાતાવરણનો હતો. નાનપણમાં રમતો એવી રમતી, વ્રત-નિયમો એવાં કે જેમાં કુંવારી છોકરી કોઈ વાર જ ભાઈનું કલ્યાણ માગે. બાકી તો બધામાં જ સાસુ ને વર સારો મળે એ જ માગણી કરવાની હોય ઉપરાંત ઘરમાં ભાઈ-ભાભી, કાકા-કાકી, પણ એવી જ વાતો કરતાં હોય; કાકી તો ઘણીવાર મશ્કરીમાં કહેતાં કે આ સરુનો તો એટલો ભરો છે કે કોણ જાણે એનું શું થશે? વર સારો મળે તો સારું નહિ તો...અને એ વાક્ય પૂરું કરે તે પહેલાં જ હું બોલી ઊઠતી કે નહિ તો આપણે પરણવાનાં જ નહિને અને સૌ હસી પડતાં...એકવાર અમે સૌ ઘઉં વીણતાં હતાં ને મારું મન પાછું વરના વિચારે ચડી ગયું ને એ વિચારની ધૂનમાં જ ત્યાં બા, કાકી સૌ બેઠાં હતાં છતાંયે મારાથી બોલાઈ ગયું કે લીલાબેન ધોળાંને એમના વર કાળા, સુશીબેન કાળાં ને એમના વર ધોળા...હું ધો...ળી ને...એ...કેવા હશે? ને કાકીએ ઝટ દઈને કહી દીધું કે ઠીંગા ભાંગે એવા...ને સૌ ખડખડાટ હસી પડ્યાં...હું શરમાઈ ગઈને ત્યાંથી ઊઠી ગઈ. થયું કે કાકી કેવાં છે? મશ્કરી આવી તે કંઈ કરાતી હશે?

આમ નાનપણમાં જીવનસાથી વિષે કંઈક રંગબેરંગી, સુંદર ચિત્રો મારી માનસભૂમિ પર મેં દોર્યાં હતાં પરન્તુ એ હતાં કલ્પનાનાં ચિત્ર અને કલ્પના અને વાસ્તવિકતા એક થોડાં જ છે? પહેલાં મારા માતાપિતાએ મારા માટે એક નંબરના છોકરા માટે લાઈન લગાડી. જ્યાં એવા છોકરા દેખાય ત્યાં જ મારા માટે કહેણ મૂકવા માંડ્યાં પરન્તુ ગજ ન લાગ્યો... પછી નિરાશ થઈને બે નંબરના છોકરા માટે લાઈન લગાડી પરન્તુ વખત જતાં ઉંમર વધી ને ઉંમર વધ્યા પછી બાજા નંબરની કક્ષામાં પડ્યાં. તેથી બીજા નંબરની બસો પણ ચાલી ગઈ... ત્યાંયે નિરાશા સાંપડી. આખરે ઊંચા સોપાન પરથી નીચે ઊતરતાં ગયાં.

ઊતરવું જ પડયું. જો પહેલેથી જ બીજા સોપાન ઉપર ઊભાં રહ્યાં હોત તો કદાચ પત્તો લાગી જાત પરંતુ ખૂબ ઊંચુ નિશાન તાકવા જવાની હામમાં નીચેનું પણ રહી ગયું શક્તિ, સ્થિતિ ને ગજા ઊપરાંત હામ ભીડવા જઇએ તો એવું જ થાય ને ? પરંતુ પહેલા એ સૂઝતું નથી. ઉત્તમ જ માંગીએ છીએ ને મા–માપને લાગે છે કે સારું મળશે જ; કારણ કે દીકરીમા રૂપ છે, ગુણ છે ને થોડો કરિયાવર કરવાની આપણી શકિત પણ છે. પરંતુ એ ભૂલી જાય છે કે પેલા એક નંબરવાળાનુ ધ્યાન થોડા કરિયાવરમા નથી હોતું એમને તો જોઈએ છે ગાડીને જવા છે યુરોપ–અમેરિકા એકલા રૂપથી નથી ચાલતુ રૂપિયા ખાસ જોઇએ છે ને ગુણની તો કશી જ જરૂર નથી ને એમને એવુ મળી જ રહે છે, પછી શા માટે મારા જેવીનો હાથ ઝાલે! આમ થોડા વર્ષો આવાની પાછળ ગાળવાં નાંખવામાં ચાલ્યાં જાય છે તે દરમ્યાન બીજા નંબરવાળા પણ વરતા જાય છે, કોઇ રડયાખડયા બાકી રહે છે ત્યારે મા–બાપ એની લાઇનમાં કયુ લગાડે છે પરતુ ત્યાયે મોડાં પડે છે ને પરિણામ એ આવે છે કે અતે ખૂબખૂબ નીચે પગથિયે જઇ પહોચવુ પડે છે. આમ વર્ષો જાય છે, સારા છોકરાઓ નેવાઇ જાય છે, મા–બાપ મુઝાય છે ને છોકરીના મન પર ખૂબ જ ખરાબ અસર થાય છે, નિરાશાનો પાર રહેતો નથી માગ વરની કરેલી મધુર કલ્પનાના ભાંગીને ભુક્કા થઈ જાય છે ને દનાઇ યઇને આખરે મન ગોલી ઊઠે છે કે જે મળ્યું તે .. ઠેકાણે પડુ તો મા–માપને તો ચિન્તા ટળેને–આસપાસનાનું આંગળીચીંધણું તો મટે ને !

મા–બાપે કેટલાયે જગાએ કહેવરાવ્યું. કેટલાયે જોવા આવી ગયા, કેટલાની સામે લગુગાર મજીને ઊભી રહી, જાણે યાચના કરી રહી કે મને લઈ જાઓ–આવા સ્થિતિમા હા–ના કહેવાની કે પસંદ-નાપસંદ કરવાની તો વાત જ કયા રહી ! આટલી આજીજી વિનંતિ પણ કામ ન આવી...કયાંયથી હા ન આવી. વખત જવા લાગ્યો.

મા-બાપની મૂંઝવણ વધી નાની બહેન પણ મોટી થવા લાગી મારું ઠેકાણું પડે નહિ ત્યાં સુધી એનું કેમ થાય ? આખરે કંટાળીને, ખાટી છાશ ઉકરડે દે તેમ મને એકના હાથમાં સોંપી દીધી ક્યાં મેં મહેનોની વગની મૂર્તિ ને ક્યાં આ ? ગોરમાએ મારી પ્રાર્થના સાંભળી જ નહિ હોય કે હું પ્રાર્થના કરતી હઈશ ત્યારે એ ઊંઘતાં જ હશે ? મારી એક પણ વિનંતિ ન સાંભળી ? શો ફાયદો થયો એટલા વ્રત-નિયમો કરીને ? મારો તો વિશ્વાસ જ ઊઠી ગયો એ વ્રત-નિયમોમાંથી એ ગોરમાની પ્રાર્થનામાંથી સાસુ-નણંદ કેવાં છે ને કેવો ત્રાસ આપે છે એનું વર્ણન કરું તો પાના ભરાય પણ હિન્દુ સમાજનું એ ચિત્ર એટલું જ જાણીતું છે કે વર્ણન કરવાની જરૂર જ નથી વર્ણન તો જ કરવાનું હોય કે જો એ ચિત્ર સુરમ્ય હોય સુંદર હોય સાસુ ને વહુ, દેરાણી ને જેઠાણી નણંદ ને ભોજાઈ બોલવામાં, કે ગીતોમાં ગાવામાં તો મોં ભરાઈ જાય એવાં જોડલાં લાગે છે પરંતુ ભાગ્યે જ એ જોડલાં મનથી જોડાયેલાં રહેતાં હશે, ખેર જવા દે એમની વાતો હું એ બધું તો મૂંગે મોએ સહી લેત જો મને એક એમનો ત્રાસ ન હોત તો પણ આ બે શબ્દો જો અને તો-કેવડા મોટા છે ? જો એમનો ત્રાસ ન હોત તો ને ? થડ સાજું હોત તો ડાળખાં ગમે તેટલા ડોલ્યા કરત પણ હું પરવા ન કરત પરંતુ ઝાડ સાજું હોય તો ને ? અહીં તો મૂળ થડ જ સડેલું છે ત્યાં શું થાય ? બૈરીને કાબૂમાં જ રાખવી જોઈએ એ જાતનું શિક્ષણ એમને નાનપણમાંથી જ મળ્યું છે એ માને છે કે સ્ત્રીઓ તો સ્ત્રીચરિત્ર કરનારી હોય છે, એ રહે તો આપથી ને જાય તો સગા બાપથી અરે ધણીને સૂતો મૂકીને ભાગે એનું પેટ પરખાય નહિ માટે એના માટે સામ દામ ને દંડની નીતિ જ અખત્યાર કરવી જોઈએ પગની મોજડી જ ગણવી જોઈએ, એનાં રોપા કરવાનાં ન હોય એને તો પનોતી જેમ પગ નીચે જ દબાવી રાખવી ને ન દબાયું તો ચૌદમું રતન દેખાડતાંયે અચકાવું નહિ. એ તો ઘોડે જાર

બાજરી ને ઘોડે નાર પાંશરી. આવાં અનેક સુવાકયો એમણે ગોખી રાખ્યાં છે ને તેથી જ એ કોઈ વાર મારનતાડનનો આશ્રય પણ લે છે જ. એક તો પોતે આવા છે એમાં સાસુ–નણંદ પણ ઉમેરે છે કે આવી રૂપાળી નટખટને ડારામાં રાખજે નહિ તો માથે ચડી બેસશે. આગમા તેલ હોમાય તો વધુ જ ભડકો થાયને ! મર્કટ ને વળી મદિરા પીએ તો શુ થાય ? આજે તું મને જો, તો માની ન શકે કે હુ તારી નાનપણની બેનપણી સરુ જ છું. મારા પતિદેવ ચોવાસે કંઈ કંઈ દાનવ નથી રહેતા. કોઇ કોઇ ક્ષણે માનવ પણ બને છે ત્યારે સ્નેહ પણ કરે છે પરંતુ એ સ્નેહ જો પેલી નણદી જુએ કે સાસુની નજરે ચડે તો તુરત ચેતવણી આપી દે છે કે જો જે લપસી ન પડતો. રૂપને જોઇને બાયડીનો ન બની જતો માથે છાણાં થાપશે છાણાં...ને મને ઘણીવાર થઇ જાય છે કે કહી દઉં કે તમે મારા સસરાના માથે છાણાં થાપ્યાં હતાં ? પણ બોલીનેય કયા જવુ ? વગર બોલ્યે જ વરઝોળા છે ત્યાં બોલીને તો નમણું જ થાયને ? દરિયામા રહેવું ને મગર સાથે વેર શા કામનું ? મનને વાળવું જ રહ્યું ને માથે પડયું ભોગવવુ જ રહ્યું. શુ થાય બીજો ઉપાય જ શો છે ?

તને કદાચ થશે કે આટલો ત્રાસ ભોગવે છે જ શા માટે ? શા માટે ત્યાંથી ચાલી નથી જતી ? પરન્તુ કયા જાઉં ? જો ભણી હોત તો પગ પર ઊભા રહેવાની શક્તિ હોત તો એ જોરે પણ હિમ્મત કરત, પણ એ તો છે નહિ. એટલે ભાગીને જાઉં તો, કયાં જાઉં ! મા બાપને ઘેર જાઉં ? પરંતુ ત્યાં યે શું શાન્તિ મળશે ? મા–બાપ હવે વૃધ્ધ થવા લાગ્યાં છે. એ જ ભાઇ–ભાભીને આધારે છે ત્યાં મારું શું થાય ? મા–બાપ જ પાછી આવેલી દીકરીને સંઘરવા રાજી હોતાં નથી તો પછી શું ભાઇ–ભાભી સંઘરે ખરાં ! ઉપરાંત સૌ આંગળી ચીંધે તે નફામાં...એના કરતાં માથે પડયું ભોગવી જ લઉં, ને પેલી મંગળા જેમ માગતી તેમ પરભવનાં કર્યાં

ભોગવી લઉં, દેણું ચૂકવી દઉં ને પછી છૂટી જાઉં. એમ મનને મનાવી, વેઠાય એટલું વેઠી લઉં છું, બીજું શું થાય? આગ દુખને જ શુ કરું? હું તો ચારે તરફ આગની જ્વાળાઓ જ જોઉં છું બાળપણમા એક તરફ હું મઘમઘીયા ખેતોની હરિયાળી હસતી ધરતી જોતી પ્રેમનીતરતુ આભ જોતી ને એ બન્નેનુ ક્ષિતિજમાં થતુ સ્નેહભર્યું મિલન જોતી ને મન પ્રફુલ્લ બની જતુ ને આજે? આજે તો સંસારને જાણે ભડક બળતો જ દેખું છું. ક્યાયે સુખશાન્તિ નથી સ્નેહ નથી, માયા-મમતા ને ભીંગશ નથી દૂર જવાનીયે જરૂર નથી માની પાડોશમા જ એકનો પતિ કમાતો નથી, તદ્દન બાયલા જેવો જ છે. છે નમાલો છતાયે બેરીને કાબૂમા રાખતા મથે છે નમાલો, ધણી બેરી પર શૂરો હોય છે ને? બીચારી એ શાને પનારે પડી છે એ દુખ ઓછું હોય એમ એક પછી એક છોકરાંયે થતાં જાય છે. એને જોઉં છું ને રોજ થાય છે કે તારે, અહીં જ આવીને કૌટુંબિક યોજના કરતા શીખવવું જોઈએ અહીં જન્મપ્રમાણુ ઘટાડવાની જરૂર છે પરંતુ દુ:ખ સાથે કહેવું પડે છે કે એ સાધનોનો ઉપયોગ જ્યાં ન થવો જોઈએ ત્યા પ્રયોજાયા થઈ રહ્યો છે. ને જ્યા થવો ખૂબ જ જરૂરી છે ત્યાં એનો સંપૂર્ણ અભાવ છે. આવા છોકરાંથી કોનું કલ્યાણ થવાનું છે? ઘરનું, કુટુંબનું કે દેશનું? બીજીનો પતિ કમાય છે પરન્તુ તદ્દન માવડીઓ છે. મા કહે કે ઊઠ તો ઊઠે ને મા કહે કે બેસ તો બેસે એવો છે બીચારી મા-બાપ, ભાઈ-ભાંડુ બધાને મૂકીને એકનો હાથ પકડીને એ એકના સહારે આ પારકી ધરતીમા આવી પણ એ બાયલો શું સહારો આપી શકે? ત્રીજીનો પતિ ઠીક છે પણ સાસુ જગદંબા છે. ને વહુને ત્રાસ આપવામા બાકી મૂકતી નથી, દીકરાનું સગપણ કર્યું ત્યારે તો વહુને જોઈને સાસુ હરખાયાં હતાં, પણ હવે હડકાયા થયા છે. હવે વહુ ગમતી નથી કાણી લાગે છે વહુના કરિયાવર ઘરમા ભરી દીધો-હવે વહુનું શું કામ છે? એ જાય તો બીજી આવે ને બીજી પણ ઘરભરતી જ આવે.

આવી યોજના સાસુ વિચારી રહી છે. ને તે યોજના પાર પાડવા સાસુ વહુને અનહદ ત્રાસ આપે છે ને માને છે કે દુઃખની મારી જરૂર કૂવો-હવાડો વહુ કરશે જ ને ટાઢે પાણીએ ખસ જશે. બીજા કશા ખાતર નહિ તો આવી ક્રૂરતા પ્રેરી રહી છે તે ખાતર પણ કરિયાવરની પ્રથા બંધ થવી જ જોઇએ એમ લાગે છે કે નહિ ?

ચોથીનો પતિ પરદેશ છે ઠીક કમાય છે પરન્તુ ઘરમા કામ કરનાર કમાનાર એ એકજ છે ને કુટુંબ મોટું ને તેથી એની બધી જ કમાણી કુટુંબ માટે વપરાય છે પરિણામે પત્નીને સાથે લઇ જઇને ઘર માંડવું સંભવિત નથી. એ પરદેશમાં, ઘરના માણસો માટે જાત તોડીને કમાય છે ને આ બિચારી અહીં જાત તોડીને ઘરના માણસોની સેવા કરે છે. ને કોણ કહે છે કે કરશે સેવા તો પામશે મેવા. એને તો બીચારીને જશને માથે જૂતિયાં છે. કહે છે ને કે માથું વાઢીને ઓશીકે મૂકો તોયે કહેશે કે ખૂંચે છે ! બીચારી યુવાનીનો કાળ નરકમાં વીતાવે છે, ને ભવિષ્યમાં સુખ મળશે એ પાતળા તંતુ પર આશાનો દોર બાંધીને આ તોફાની સંસાર-સાગરમાંથી પાર થવા મથી રહી છે. પાંચમીની સાસુ સારી છે તો પતિ રખડુ છે, રાતનો રાજા છે ને ફૂલે ફૂલે ભમનારો ભમર છે. છઠ્ઠીને વગર વાંકે પતિએ તજી દીધી છે કારણ કે પતિદેવ, બીજી અલબેલીના પ્રેમમાં પડી ગયા છે. પ્રેમને કોઇએ કેળાંની છાલ સાથે સરખાવ્યો છે એના પરથી સરે તો મોંભરીમાં પડે. એના પરથી પડનાર સમતુલા થોડી જ જાળવી શકે છે ? જે અલબેલી સાથે પ્રેમ થયો છે તે દેખાવમાં તો કુબ્જા છે ને પત્ની તો રૂપકડી છે. કોઇએ આ ટકોર પણ પેલાને કરી, તો કહે કે રોજ મેસુર ખાતા હોઇએ તો કોઇવાર ઘેંશ ખાવાનું મન પણ થાયને? આને શું કહેવું ? ખરેખર પ્રેમ ન જુએ જાત કજાત. એવું જ છે. પ્રેમ લગા ગધીસે તો કામ કયા પરીસે એવું જ છે ને આવા ઓખર કરનારા ઢોર 'જેવા ધણીને ન્યું' કહેવું ! ને કહીને ફાયદો પણ શો ? વિષ્ટાના કીડાને વિષ્ટા જ ગમે

એને કમળમાં લાવીને મૂકો તો એ તો અકળાઈ જ ઊઠે...સાતમીનો ધણી...અરે શા માટે આ બધું પીંજણ કરવું? આમ જો આંકડા આપવા બેસું તો આંકડો કયાંય પહોંચે!

કોણ જાણે આ દશામાં કયારે સુધારો થશે? તું તો સામાજિક કાર્યકર્તા છે, તું જ્યાં કામ કરે છે તે આશ્રમમાં ઘણી દુખિયારી સ્ત્રીઓ આવે છે એમની કરમકથની તો તું જાણતી જ હોઈશ. બિચારી મોટે ભાગે પુરુષોના ત્રાસનો જ ભોગ બનીને આવતી હશે સારું છે કે આવા આશ્રમો છે ને એમને આશ્રય આપે છે, નહિ તો કૂવો-હવાડો જ કરેને? કે ઘેળીને પી જાય કાં આડે રસ્તે ઊતરી પડે. બીજું કરે પણ શું? વગર ગુનાએ બિચારી કંઈક પીડાય છે તો જો કયાંઈ પગ આડો પડી ગયો હોય કે મૂર્ખાઈમાં ભૂલ કરી બેઠી હોય તો તો એની દશા કેવી થાય કે કલ્પવું અઘરું નથી જ આપણો સમાજ સ્ત્રી પ્રતિ આટલો કેમ નિષ્ઠુર છે? કોઈ લેખકે લખેલું મેં કયાંક વાંચ્યું છે. એણે સ્ત્રીની આબરૂને માટીના ઘડા સાથે સરખાવી છે. એ એક વાર ફૂટયું તે ફૂટયું જ. અરે ફૂટવાની વાત તો એક બાજુ રહી એમાં જો ભૂલ્યેચૂકયે પાણીને બદલે બીજો પદાર્થ ભરાઈ ગયો તોયે એ પાણી માટે પછી નકામું નીવડે છે. જ્યારે પુરુષની આબરૂને ત્રાંબાના કે પિત્તળના ઘડા સાથે સરખાવી છે ગોબો પડે તો ઉપાડી લેવાય-ગોબો શું કાણાં પડી જાયને તોયે રેણ દઈને પાછો હતો તે જ સ્થિતિમાં પાણિયારામાં પડયો રહે ને શોભી ઊઠે...આમ વાત છે. એને તો ગંદવાડ કયાંય લાગે જ નહિ ને સ્ત્રીને એકાદ છાંટો પણ ઊડી જાય તોય એ ડાઘ સાત સમુદ્રનાં પાણી પણ ધોઈ ન શકે આવી ઉપમાઓ આપનાર લેખક પણ પુરુષ જ હતો એ તો કહેવાની જરૂર નથીને! પુરુષ લેખકો પણ આપણને કયારે ન્યાય કરશે?

તું એમ ન માની બેસતી કે હું પુરુષદ્વેષી થઈ ગઈ છું, થવા માગું તોય થઈ શકું એમ નથી. એનું જ દુઃખ છે ને! એ જ પુરુષ

જાતિમાં મારા પ્રેમાળ પિતા, વહાલસોયો ભાઈ, મારો નાનકડો લાડકો દિયર—ને મારા ભવિષ્યની આશા સમો મારો કિશોર પણ આવી જ જાય છે ને ? જોયું ? કેટલી આડી વાતે ઊતરી ગઈ તે. મારે અને સાહિત્યને શું હવે લાગેવળગે ? હા એકવાર શોખ હતો. ને ત્યારે વાંચ્યું'તું પણ ઘણું. પણ હવે તો કોણ લખે છે, કેવું લખે છે, શું લખે છે ને કોને ન્યાય-અન્યાય થાય છે કે નથી થતો એ કોણ જાણે છે ?

પુસ્તક હાથમાં લેવાનું—અરે જોવાનું પણ સદ્‌ભાગ્ય આ ઘરમાં પ્રાપ્ત થાય એમ નથી. તેથી કદાચ વર્તમાન યુગમાં સ્ત્રીઓને પૂરતો ન્યાય મળતો હોય ને હું આમ નિંદા કરી બેસું તો યે ખોટું ને ? જવા દે સમાજ અને સાહિત્યોની વાતો. પણ હા, પુરુષોની વાત જવા દે એમ તો નહિ જ કહી શકું. તું કદાચ કહીશ કે ખાડો જોઈને કોઈ સાગરને ન માપી શકે. એટલા જ વર્તુલમાં તું એવા જ પુરુષો કદાચ જોતી હઈશ તેથી બધા જ એવા છે એવી ત્રિરાશિ ન બાંધી દેવાય...તારી વાત કંઈક અંશે ખરી છે છતાંય એટલું પૂછું કે દૂધી કૂણી છે કે નહિ એ જોવા માટે એક ભાગમાં જરાક નખ મારો તોયે એનું પારખું થઈ જાય—એ જોવા માટે આખી દૂધી કાપવી પડતી નથી, મોટા રંઆડામાં ચોખા ઊકળતા હોય ને ચડયા છે કે નહિ એ જોવા માટે એક જ દાણો દબાવો કે બધાનું માપ આવી જાય. ચડયા કે કાચા જોવા માટે દાણેદાણો દબાવવો પડતો નથી, મારો કનુ અહીં આભલામાં આકાશ જુએ છે...ને એમાં તો આભલા જેવડું જ આકાશ દેખાયને, છતાંયે એના પરથી એને આખાય આકાશનો ખ્યાલ તો આવી જ જાય છે ને ? તો પછી મને આટલું વર્તુલ જોવાથી જ મોટા વર્તુલનો ખ્યાલ ન જ આવી શકે એમ કહેવું બરાબર થશે ? હાં કદાચ થોડોઘણો ફેરફાર પડે પરન્તુ કાગડા તો બધે કાળા જ હોય છે કે પછી તારે ત્યાં સફેદ પણ થયા છે ? કંઈ કહેવાય નહિ આ વિજ્ઞાનના યુગમાં!

હું ઘણીવાર કહું છું તેમ આજે પણ કહું છું કે આપણા સમાજમાં વહુઓ જ દુખી છે, સાસુઓ નહિ...હા, આજ કાલ કોઈ માથાભારે વહુઓ મળે કે ખરી, ને સાસુને ત્રાસ પણ આપે છે ને સાસુની સ્થિતિ પેલી વાર્તા ની જેમ 'જેજે પુતર ગાંગા, નાચે છે ડોશી ને ધ્રૂજે છે ટાંગા' એવી કરે પણ છે. પરન્તુ એવી વહુઓ જૂજ છે ત્યારે ખગળ સાસુ તો જથ્થાબંધ છે ને એનો પ્રત્યક્ષ પુરાવો એ છે કે સાસુના ત્રાસે અનેક વહુઓએ મોતના મારગ લીધા છે જ્યારે વહુના દુઃખે સાસુ મરી એવા દાખલા ભાગ્યે જ હશે !

જેમ સાસુ-વહુનું છે તેવુ જ સ્ત્રી અને પુરુષનું છે કોઇક બાપડી જગદંબા જેવી કદાચ હોય...ને પેલી કહેવત થઇ હોય કે 'બૈરી બગડી તેનો તો ભવ બગડયો' પરંતુ મોટે ભાગે તો પુરુષો જ બૈરીનો ભવ બગાડે છે ને બૈરાંને દુઃખી કરે છે ને એના પુરાવારૂપે સ્ત્રીઓ માટેના અનેક આશ્રમો છે. બૈરીના ત્રાસે પુરુષ માટે આશ્રમો ખોલાયા મેં જાણ્યા નથી કે તેં જાણ્યા છે?

આજે ઘણું ઘણું લખી નાખ્યું, નહિ ! માંડ તક મળી છે. સાસુ-નણંદ મોટી નણંદને ત્યાં ગયાં છે ને મારા એ હજી આવ્યા નથી પણ હવે આવવાનો સમય થઈ ગયો છે માટે લખવું બંધ કરું છું. જો કાગળ લખતાં જુએ તો તો આપણું આવી જ બને. ના, ભાઇ ના, આ જેલમાં તો એટલીયે છૂટ નથી. કેદીના કાગળ તો સેન્સર થઇને પણ જાય આવે છે પણ આ કેદીને તો એટલીયે છૂટ નથી ઓલ જોઈ કેદી કરતાંયે બૂરી દશા છે ને ? કેદીને તો ખાવાનું ખરાબ આપે તો ઊહાપોહ થાય, મારણ તાડન થાય તો ઊહાપોહ થાય પરન્તુ અહીંના આ જેલરને તો બધી જ છૂટ છે... ફાવે તે ખાવાનું આપે, રૂઠે તો નયે આપે, વિફરે તો માર પણ મારે પણ આ કેદીથી ફરિયાદ થઈ શકતી નથી. હવે બંધ કરું છુ. કારણ બારણાંની બેલનો અવાજ સંભળાય છે. તુ સુખી છો જાણીને આનંદ. પત્ર જરૂર લખજે પણ ભૂલ્યે ચૂકયે મારા સરનામે તો નહિ જ, મારા માતાને નામે જ લખજે. એ મને પહોંચાડી દેશે.

એ જ લિ. તારી દુઃખી બ્હેન સરુના વંદન

## પત્ર ૬ ઠ્ઠો

પ્રિય સુધાબેન,

તારો પત્ર મળ્યો, એનો વિગતવાર જવાબ પછી લખીશ. પરન્તુ તું લખે છે કે "છોકરીઓ જો ભણે તો સારો વર એને મળે જ, અને તો પેલી'સરુ જેવું ન જ થાય યોગ્ય સાથી મેળવવા માટે, ગોરમાની પૂજા-અર્ચના કરવા કરતાં, ને દેવ-દેવીઓને મનાવવા કરતાં સરસ્વતીની સાધના કરવાની જ આ યુગમાં વધારે જરૂર છે ને એ સાધના કરનારને યોગ્ય સાથી મળી રહેવામાં કશી હરકત આવતી એ વાત છોકરીએ અને ખાસ કરીને મા-બાપે સમજી લેવાની જરૂર છે" તું માને છે એટલું બધું વર મેળવી લેવાનું કામ ભણેલાં માટે પણ સહેલું નથી એમ હું માનું છું આજકાલ તો લગ્નની બજારમાં, વરના ભાવ ખૂબ ઊંચા બોલાય છે, ને એ ભાવ આપવા જેટી મા-બાપ-ની સ્થિતિ ન હોય તો એ પોતાની ભણેલી દીકરી માટે પણ વર ખરીદી શકતાં નથી. બિચારાં સરસ્વતી ઝાકઝમાળ શ્રીની આગળ લાચાર થઇ જાય છે.

શ્રી અને સરસ્વતીનો ભાગ્યે જ મેળ હોય છે ને કદાચ કોઇવાર એ પણ હોય પરન્તુ સાથે રૂપ ન હોય તોયે નકામું બની જાય છે રૂપ ને રૂપિયા એની ખાસ માગ છે. ભણતર તો પછી આવે છે. એક સાધારણ નોકરી પાછળ અનેક ઉમેદવારીઓની પડાપડી થાય છે તેવું જ આ લગ્નના ક્ષેત્રમાં પણ છે સારા વરની પાછળ દીકરીનાં મા બાપ પડાપડી કરે છે ને પરિણામે વરના ભાવ આસમાને ચડે છે. ને એમા જે દીકરીના બાપ પાસે શ્રી હોય, દીકરીમાં રૂપ હોય એ મેદાન મારી જાય છે ને બીજા હાથ ઘસતા રહી જાય છે.

આમ વરની પાછળ ભમતાં સમય વીતતો જાય છે, દીકરીની ઉમ્મર વધતી જાય છે, ઉમ્મર બહુ વધતાં રૂપ ઘટતાં જાય છે, ને નિરાશાથી ઘેરાઈ જાય છે. આવી જ એક ભણેલી-ગણેલી દીકરીની વ્યથા દાખવતો પત્ર ગઈ કાલે જ મારા પર આવ્યો છે તે તને આજે મોકલું છું. વાચજે એના પર વિચાર કરીને મને જવાબ લખજે.

તારા પત્રમાં તેં જે મુદ્દા ઊભા કર્યાં છે તેનો જવાબ બેચાર દહાડામાં આપીશ. હાલ એજ

લિ. તારી બેન કુમુદનાં સ્નેહસ્મરણો

## પત્ર ૭ મો

પૂજ્ય કુમુદબેન,

ઘણી બહેનો તમારી પાસે એમના પ્રશ્નો લઇને આવે છે ને તમે એમના પ્રશ્નોને હલ કરવા એનો ઉકેલ શોધવા પ્રયત્ન કરો છો, ઘૂંચો ઉકેલો છો, ને સરળ રસ્તો શોધી આપવા પ્રયત્ન કરો છો. તેથી જ આજે હું પણ મારો પ્રશ્ન લઇને તમારી સામે ઉપસ્થિત થાઉં છું ને આશા રાખું છું કે આનો ઉકેલ પણ આપ કરી આપશો.

મારા બાપુને બે દીકરા ને ત્રણ દીકરીઓ. મોટી દીકરીને બહુ ભણાવી નહિ ને પરણાવી દીધી...ઠીક ઠીક કરિયાવર કર્યો, કરવો પડયો, ભાઇઓ ને નાની બેન ભણે છે ને મને પણ મેટ્રિક સુધી તો ભણાવવી જ, નહિ તો લગ્નના બજારમાં કિમ્મત થશે નહિ એ ડરે...ખર્ચ નથી પોસાતો, માની તબિયતને ખરાબ છે, ઘરમાં મારી મદદની જરૂર છે છતાંયે મા-બાપે મને ભણાવવાનો નિર્ણય કર્યો. હું મેટ્રિક થઇ ગઇ મા-બાપે વરની શોધ કરવા માંડી. પણ યોગ્ય વર ને ઘર કયાંય દેખાય નહિ. બા-બાપુને લાગ્યું આટલા ભણતરમાં દી નહિ વળે. લગ્નનાં બજારમાં આપણી મેટ્રિક જ થયેલી દીકરીની કંઇ જ કિમ્મત નહિ અંકાય; માટે આગળ ભણાવો. ઉપરાંત વર ન મળે ત્યાં સુધી કંઇક તો કરવું જ રહ્યું ને! એ રીતે પણ મારું ભણતર આગળ ચાલ્યું ને સાથે વરની શોધ પણ ચાલુ રાખી. જ્યાં કોઇ લગ્નનો ઉમેદવાર દેખાતો કે બાપુ દોડતા ને નિરાશ થઇને પાછા ફરતા ને એમ કરતાં વર્ષો વીત્યાં ને હું બી. એ. થઇ.

બી. એ. થયા પછી મુશ્કેલી ઘટવાને બદલે વધી. કારણ ઉમ્મરમાં ચાર વર્ષનો વધારો થયો ને ભણતર પણ વધ્યું. ઇન્ટર પાસ

થયેલ વરથી ચાલી જત, પણ હવે એમ તો ચાલે નહિ ઓછામાં ઓછો બી એ. તો જોઈએ કે નહિ? ને બી એ. અને એમ. એ. ની ડીગ્રીવાળા મુરતિયાના બજારમાં જે ભાવ બોલતા હતા, તે ચૂકવવા બાપુ પાસે નાણાં પણ જોઈએ ને! ભણતરથી મુશ્કેલીનો અંત આવશે એમ માન્યું હતું એના બદલામાં એણે તો મુશ્કેલીમાં વધારો કર્યો

લગ્નની બજારમાં એકલા ભણતરથી કામ ચાલતું નથી. ને જો સારો વર ખરીદવો હોય તો ભણતર ઉપરાંત બીજી અનેક કળામાં પણ પ્રવીણતા પ્રાપ્ત કરવી જરૂરી છે. ભણવું તો જોઈએ જ. ડીગ્રી તો મેળવવી જ જોઈએ, જ્યાં સુધી હાથમાં ડીગ્રી ન હોય ત્યાં સુધી દીકરીનું કન્યાદાન દેવાનો લહાવો મા-બાપ લઈ શકતાં નથી. પણ લગ્નની પરીક્ષામા ઉત્તીર્ણ થવા માટે એકલી ડીગ્રી જ પૂરતી નથી બીજા પણ અનેક વિષયોમાં પારંગત થવું પડે છે.

પહેલાં તો એકલી સંગીતકળાની સાધનાથી કામ ચાલ્યું જતું પરન્તુ હવે તો એમાં ઉમેરાણી છે વકતૃત્વકળા, નૃત્યકળા, અભિનયકળા. ઉપરાંત પાકશાસ્ત્રની સંપૂર્ણ માહિતી અને એની ડીગ્રી પણ જરૂરી લેખાવા લાગી છે. ગૃહને કેમ શણગારવું, જમવાનાં ટેબલ કેમ શોભાવવાં. ઉપરાંત ગૃહઉદ્યોગો, જેવા કે સીવણ, ભરતગૂંથણ વગેરે જાણી લેવું પણ આવશ્યક અંગ છે. ટૂંકમાં નારી આટલી વિદ્યા પ્રાપ્ત કરે, કળાની સાધના કરે, દરેકમાં નિપુણતા મેળવે પછી જ એ લગ્નને લાયક ઠરે છે, અર્થાત્ સારા વર ને સારા ઘરની કામના કરી શકે છે.

મા-બાપ બિચારાં સારા વરની આશામાં દીકરી પાછળ ખર્ચ કરે છે તે ચાતક પક્ષીની જેમ આતુર નયને વરરાજાની રાહ જુએ છે ને પ્રાર્થના કરે છે કે પ્રભો, મોકલી દે એક તારણહારને કે જે દીકરીનો હાથ ઝાલી જાય. ને અમારો ભાર ઉપાડી જાય પરન્તુ વર તો દરદર

પણ દેખાતો જ નથી. મા-બાપ મૂંઝાય છે, વડીલો અકળાય છે ને ધીરે ધીરે મન મનાવે છે કે હવે ધનવાન નહિ હોય તો ચાલશે પણ ભણેલો તો જોઇએ જ ને એવાની શોધ ચલાવે છે. ભાગ્ય સારું હોય ને જો એવો મળી જાય તો દીકરીને પરણાવી ને સુખ માને છે પરન્તુ એવાયે ન મળે ત્યારે ?

પછી તો લાકડે માંકડું વળગાડી દે છે ને દીકરી એવાના ઘરમાં જઇ પડે છે કે જ્યાં સંગીત, નૃત્ય, કળા, ભણતરની કશી જ કદર હોતી નથી. શીખેલું સંગીત ભૂલી જવાય છે, સાસરાના ઘરમાં ગાવું એ અપરાધ ગણાય છે. પૂજ્ય સસરાજી વિદ્યમાન હોય, અશિક્ષિત સાસુજી બિરાજતાં હોય, અલ્પ શિક્ષિત ફોઇજી આવીને વસ્યાં હોય જૂના વિચારનાં માસીજી મહાલતાં હોય, એવા સ્થળે બહુ બહુ તો રામાયણ કે ભાગવત જેવા વાંચનને અવકાશ હોય, બીજા સાહિત્યને તો નહિ જ. પરિણામે પિતાએ આપેલ પુસ્તકો પર ઊધઇ ચડે છે, પિતાએ ખૂબ જ પ્યારથી આપેલ સિતાર દીવાલ પર જ પડી રહે છે, એના તાર તૂટી જાય છે. ને હારમોનિયમની પેટીમાં ઉંદરની લીંડીઓ ભેગી થાય છે. સિતાર, ચિત્રકામ કે કોઇ પુસ્તકના બદલે હાથમાં આવી પડે છે, ફાટેલતૂટેલ લૂગડાં, સીવવા ને બટન ટાંકવા. આંધળાને દુઃખ ઓછું થાય, કદી દુનિયા જોઇ જ ન હોય તે શું ગુમાવે છે તેનું એને ભાન પણ ન હોય, પરન્તુ એકવાર આંખો આપો, બધું જુએ મહાલે, એમાં રસ લે પછી એની આંખો છીનવી લો તો એની વેદના અસહ્ય બની જાય. એવું જ કંઇક એવી બાળાઓનું થાય છે. જ્ઞાન ન મળ્યું હોત તો એક જ વાત હતી પણ મળ્યા પછી આ દશા ! કેમ સહેવાય, કેમ જીરવાય, કેમ જિવાય ? એ સોળે કળાએ ખીલેલું મઘમઘતું ફૂલ પેલી વેરાન ને ખરાબ ભૂમીમાં ચીમળાવા લાગે છે ને અંદરનું મન ઘડી ઘડી એ જ પ્રશ્ન પૂછે છે કે જો આવું જ જીવન જીવવાનું હતું તો પછી જ્ઞાન દીધું શા માટે સાધના કરી શા માટે ?

હું તો આડી વાતે જ ઊતરી ગઇ તો માફ કરશો. જો કે આડી વાત પણ મને તો લાગુ પડે જ છે. મારું ભવિષ્ય પણ અત્યારે તો મને આવું જ અંધકારમય દેખાય છે. છતાંયે એ વાત મૂકીને હું મારી વાત જ કરું. હું બી. એ. થઇને બીજી કળામાં પણ નિપુણ થઇ. પણ વરનો જોગ ખાધો નહિ. આખરે મા-બાપને લાગ્યું કે કંઇ વિદ્યા મેળવ્યાથી જ કે કળાની સાધના કર્યાથી જ વર નથી મળી જતો એના માટે તો કન્યામાં રૂપ પણ જોઇએ. જો કે મા-બાપને મન હું કદરૂપી તો નહોતી જ લાગતી. પણ બીજા તો કહેતા કે આશામાં રૂપબૂપ તો છે નહિ. તોયે વીસ વર્ષ સુધી ખાસ ખરાબ તો નહોતી જ લાગતી પણ હવે ?

હવે તો સૌ કહે છે કે લંબૂશ લાગે છે. એક તો દૂબળીપાતળી મૂળથી જ, એમાં ઊંચી ને તેમાં ભણતરનો ને પેલી બધી કળામાં પારંગત થવાનો અસહ્ય બોજો, બાપની ચિન્તાનો ભાર, ને માની માંદગી તેથી ઘરનો બોજો. આ બધા બોજા હેઠળ કચરાઇને, પિસાઇને ડાંશી જેવી ન થઇ જાઉં તો શું થાઉં ?

ઘણીવાર હું અરીસા પાસે બેસું છું ને મારી જાતને પૂછું છું કે આશા તને હજી પણ વર મેળવવાની કંઇ આશા છે ખરી ? ને લાલિત્ય વિનાનો, આ ચહેરો જોઇને થઈ જાય છે કે આશા નિરાશામાં જ ફેરવાશે, ને જો એમ થાય તો શું કરવું ? વર ન મળે ત્યાં સુધી કંઇક તો કરવું જ એ વિચારે નોકરી સ્વીકારી. જો કે નોકરીમાં જીવ નથી. મન તો ઇચ્છે છે સંસારી થવા પણ સંસાર માંડું કોની સાથે ? પરણવું છે છતાંયે પરણી ન શકાય એ કેવી દયાજનક સ્થિતિ છે એ કલ્પના પણ કદાચ તમને નહિ આવી શકે.

આજે નોકરી કરતાંયે ચાર વર્ષ થયાં છે. ઉમ્મર વધતી જાય છે, રહ્યુંસહ્યું લાલિત્ય પૂરજોશમાં ઘટતું જાય છે, મન સંકોચાતું

જાય છે, વેદના વધતી જાય છે. ને એ બધાને લઈને મોં પર પણ એક જાતની કઠોરતા આવતી જાય છે, ને વરની આશા તો વધુ ને વધુ મૃગજળ સમી બનતી જાય છે.

બાપુ કહેતા કે વર મેળવવામાં વિદ્યા ને રૂપની જરૂર છે, પણ હવે લાગે છે કે ના એ બે કરતાંયે વધારે જરૂર હતી રૂપિયાની. જો બાપુ પાસે રૂપિયા હોત તો, એ રૂપિયાના ચળકાટમાં, એ ચાંદીના ખણખણાટમાં. રૂપ ન જોવાત, ને વિદ્યાનો તો ભાવેય ન પુછાત. વિદ્યા, રૂપ ને રૂપિયા એ જો ત્રણેયનો સંગમ હોય તો તો જાણે સોનામાં સુગંધ ભળે ને પહેલે પ્રયત્ને જ કન્યા ઊપડી જાય ! રૂપ ને રૂપિયા હોય તો બીજા પ્રયત્ને, વિદ્યા ને રૂપિયા હોય તો કદાચ ત્રીજા પ્રયત્ને. પરન્તુ રૂપ પણ નહિ ને રૂપિયા પણ નહિ એવી હું એકલી વિદ્યાધારીનો તો આજે લગ્નના બજારમાં કોઈ ભાવ પણ પૂછતું નથી. આવી કરુણ સ્થિતિ સર્જવા માટે કોણ જવાબદાર છે ? અમારા જેવી દુર્ભાગી ડીગ્રીધારી કન્યાઓએ અને એનાં દુર્ભાગી મા-બાપોએ શું કરવું તે રસ્તો સૂચવશો ?

સિ. નિરાશામાં ઘેરાયેલી આશાનાં વંદન

# પત્ર ૮ મો

પ્રિય સુધાબેન,

બે દિવસ પહેલાંનો મારો પત્ર મળ્યો હશે. ને સાથેનો આશાનો પત્ર પણ મળ્યો હશે. આજે તારા આગળના પત્રનો જવાબ આપી દઉં.

તું લખે છે કે હવે તો સ્ત્રીઓને સમાન હક્ક મળ્યા છે ને તે પણ કાયદાથી મળ્યા છે તો એ મળેલા હકકનો, એમણે લાભ લેવો જોઈએ ને આ રીતે કચડાયેલી દશામાં તો હરગીજ ન જ રહેવું જોઈએ. તારી વાત ખરી છે, પરન્તુ બોલવા પૂરતી જ. આચરણમાં મૂકવા માટે બહુ અઘરી છે. બેસનારને ચાલનારની વ્યથાનું ભાન નથી હોતું ને લાગે છે કે તું તારા એ એકદંડિયા મહેલમાં બેસીને ફક્ત વાત જ કરી જાણે છે, વિચાર નથી કરતા. બાળલગ્ન વિરોધી કાયદો આપણે ત્યાં વર્ષો પર થયો હતો છતાંયે એ કાયદો અભરાઈ પર ચડાવી દઈને લગ્ન કરી નાખનારની જમાત અત્યાર સુધી હસતી ધગતી નહોતી? કાયદો કરવો એ એક વાત છે ને સમાજનું માનસ ફેરવવું એ બીજી જ વાત છે. ને કાયદો કરવો સહેલો છે પરન્તુ માનસપલટો કરવો ઘણું જ અઘરું કામ છે તું કહે છે કે સ્ત્રી શા માટે આટલું મૂંગા મોં એ વેઠી લે છે? એ છૂટી રહી શકે છે, છૂટાછેડા લઈ શકે છે, ખરી વાત છે. પરન્તુ પછી એનું શું? એ કરે શું? જાય ક્યાં? એને આધારે કોનો? એનાં બાળકોનું શું? એના મા–બાપ તો એને રાખે નહિ પગભર ઊભા રહી શકે તેવી એનામાં શક્તિ હોય નહિ એટલે એ જાય ક્યાં ને કરે શું? તું કદાચ કહીશ કે ફરી પરણી શકે પરન્તુ પહેલી વાત તો એ કે એને પરણે કોણ? અને પરણનાર મળે તોયે કદાચ એને એક ભવમાં બે

ભત્ર કરવા ગમે નહિ. પોતાનાં બાળકોનો પહેલો વિચાર આવે, એ દશામાં એ કરે શું ? એ ને તો મોં બાંધીને માર છે. આગળ કૂવો ને પાછળ ખાઇ છે. વર સાથે રહીને પણ સોસવાનું છે ને તેનાથી દૂર રહેવાની ઇચ્છા કરે તો યે સોસવાનું છે. એ બેમાંથી એક અને તે, વર્ષોથી પસંદ કરેલો રસ્તો જ પસંદ કરે છે ને તે પડ્યું પાનું નિભાવી લેવાનો ને માથે પડ્યું ભોગવી લેવાનો. કર્યાં કરમ ભોગવી લેવાનો અને મનને મારી દેવાનો. એને લાગે છે કે એ રસ્તે તો ફક્ત એક જ દુઃખ છે ને તે એના પુરતું જ. પણ છૂટાછેડાની માગણી કરે તો તો લોક ફોલી જ ખાશે. સમાજ ક્યાંય રહેવા નહિ દે, ને છોકરાં ક્યાંયના નહિ રહે, આવા અનેક વિચાર કરીને એ બિચારી મૂંગાં મોએ દુઃખ વેઠ્યે જ જાય છે.

પહેલાંના સમયમાં પુરુષ એ જાતનું વર્તન કરતો ત્યારે શરમાતો અને ત્યારે સમાજ પણ એને નીંદતો. કોઈનાં ઘર તો તે ભાગ્યે જ ભાંગતો. કોઇની પત્ની કે બહેન પર નજર નહોતો નાંખતો, છતાંયે સમાજ એને નીંદતો, એને રખડુ કહેતો. એ ઘરમાં આવે તો અણગમતો બનતો, ને સૌ એની સ્ત્રીની દયા પણ ખાતા. ને સ્ત્રી બિચારી મન વાળી લેતી કે શું થાય સ્વભાવ જ એવો ત્યાં આવો ઊતરી ગયેલો પુરુષ પણ સ્ત્રીને બીજી રીતે દુઃખી કરતો નહિ, ને એવા કાર્યમાં બહાદુરી નહોતી લાગતી, શરમ આવતી તેથી એ કાર્ય ધોળેદહાડે નહોતો કરતો, અંધારી રાતે કરતો, સમાજની શરમણી આંખથી બચીને કરતો. પરન્તુ આજ શું સ્થિતિ છે ? આજે એ રખડુ સ્વભાવને, પ્રેમનું નામ અપાય છે, ને એ ભવ્ય પ્રેમ બીજી પર થઈ જાય ત્યાં બિચારો એ શું કરે કહીને એનો બચાવ કરાય છે પ્રેમને દારૂના નશા સાથે ઘણા સરખાવે છે. પ્રેમ થયા પછી ને દારૂ પીધા પછી શું કરે છે તેનું અને સારા–નરસાનું એને ભાન રહેતું નથી જ. એવા જ માનસ વાળી આ જની પ્રજા એના એ કાર્યને નીંદતી નથી તેથી એની શરમ પણ ઘટી ગઇ છે, ને એવા

સ્ત્રી એ દીપકની વાટ છે. વાટ બળીને તેજ દીપકને આપે છે ને દીપક એ તેજ વડે દુનિયા સામે પ્રકાશે છે. આવી તો કહે તેટલી ઉપમા આપું. તારા જેવાની સોબતે, ને થોડા વાંચનથી આવું તો કંઇક મોંએ થઇ,ગયું છે, ને કંઇક મહેનત કરીને ગોખી પણ નાંખ્યું છે. ભાષણ કરતી વખતે ફટફટ આવા ફટાકડા ફોડવા કામ આવેને ! પરન્તુ ઉપમાઓ તો ફક્ત ઉપમાઓ જ છે. તારા જેવા લેખકોને શબ્દોથી રમત રમવાનું સાધન કે ભાષણ કરનારાઓ માટે એ ઘડી લવિંગિયાની લૂમની તડાફડી કરવાનું સાધન. બીજું કશું જ નહિ.

તું લખે છે કે "આ સમાનતાનો યુગ છે સ્ત્રી–પુરુષને સમાન હક્ક છે. એ હક્કનો લાભ લઈને, મળેલી તક અને કાયદાએ આપેલી તકનો લાભ લઇને શા માટે પોતાને મનગમતો જ સાથી પસંદ નથી કરી લેતી ? શા માટે દીકરીને ગાય દોરે ત્યાં જાય તે રીતે અણગમતાની પાછળ દોરાઇને જાય છે, ને કદાચ ગઇ, એક ભૂલ થઇ તો સુધારી શા માટે નથી લેતી ? છૂટાછેડા શા માટે ન લઈ લે, શા માટે ઢોર જેટલો માર ખાય, ને ઢોર જેવું જીવન જીવે ! શા માટે પોતાની જાતને એવી દશામાં મૂકે જ ? એનામાં શું એટલું પણ સ્વાભિમાન નથી ? એ જાણી લે કે એ માનવ છે, ને એક માનવને મળતા બધા જ હક્કની એ પૂર્ણાધિકારી છે." તારા શબ્દોમાં જાણે કે રણભેરી સંભળાય છે, ખરેખર સૂતેલાને જગાડવાની એનામાં શક્તિ છે. પરન્તુ આ તડાફડી કરતાં તું એ ભૂલી જાય છે કે તું આ કોની આગળ બોલી રહી છે. પાંખો કાપી નાંખેલા પક્ષી આગળ ફાવે એટલી સ્વતંત્રતાની, આકાશે ઊડવાની. મુક્તગામી બનીને વિહરવાની વાતો કરે છતાંયે કંઇ વળે ખરું ? એ બિચારું એ વાતો સાંભળીને વ્યથા પામે એટલું જ. મુક્તિની વાતો સાંભળીને, એને બંધનનું ભાન થાય, ને અનહદ વેદના થાય એટલું જ. એ ઊડવા પાંખો ફફડાવે, ઊડવા પ્રયત્ન કરે, આકુળવ્યાકુળ થાય પણ કપાયેલી પાંખવાળું પક્ષી ઊડી શકે ખરું ?

દોષ કોનો ? કોના માથે દોષ ઢોળું ! સમાજને માથે ! સમાજના માનસ માથે, અત્યાર સુધી સ્ત્રીઓને ચગદાયેલી દશામાં રાખી એ પુરુષો માથે ! પુરુષપક્ષી કાયદા બનાવનારને માથે પણ દોષ શા માટે કોઇને દેવો જ જોઇએ ? કોણે શું કર્યું એ કરતાં હાલ શું સ્થિતિ છે તે જ જોઇએ કે પત્યું. તું રાતદિવસ સમાનતાનાં બ્યુગલો ફૂંકે છે ત્યારે એક વાત ભૂલી જતી લાગે છે કે ચશ્માં બદલવાથી કંઈ દૃષ્ટિ બદલાતી નથી. કાયદા બદલાઈ ગયા તેથી શું સમાજનું માનસ બદલાઈ ગયું ? હું તો માનું છું કે જેમ કાયદા વધારે તેમ ન્યાય ઓછો. સમાજ માટે કાયદા ઘડવા પડે ને તે આવી બાબતમાં ! એ જ બતાવે છે કે સમાજનું માનસ કેટલું સંકુચિત છે. એને આવી સ્પષ્ટ સમજી શકાય તેવી વાત સમજાવવા માટે હજી પણ કાયદાના કોરડાની જરૂર પડે છે, ડર દેખાડવાની જરૂર પડે છે એ જ આપણી નામોશી છે.

મેં તને આગળ જે પ્રશ્ન પૂછ્યો છે તે ફરી પૂછું છું કે એક પત્ની ઘરમાં હોય, ત્યાં સુધી પુરુષ બીજી પત્ની કરી શકે નહિ. કાયદાથીએ બંધન થયું. બહુ સારી વાત છે પરન્તુ પુરુષ, એની પત્ની હયાત હોય ત્યાં સુધી બીજીને ચાહી શકે નહિ તે બંધન થયું છે ? એ નિયમ કાયદાથી થયો છે ? મનથી સ્વીકારાયો છે ? નહિ જ ને ! એ ચાહી શકે છે, છડેચોક બીજીને ચાહી શકે છે, પ્રેમને નામે ફજેતા કરી શકે છે, સુધારાને નામે સડો ફેલાવી શકે છે, ને પોતાની પરિણીતા પર જુલમ પણ ધાર્યો કરી શકે છે ને એનું જીવતર ખારું ખારું કરી નાંખે છે. રાતદિવસ એ બીજીને ચાહનારો પતિ પોતાની પત્નીને વીંધી નાંખે છે, ક્ષણે ક્ષણે એને મૃત્યુ તરફ ધકેલતો જાય છે. એનાં આચરણથી, અવગણનાથી ને વચનોના બાણોથી એ સ્રીને સારડી જેમ વીંધી નાંખે છે છતાંય બિચારી કાંઈ પણ કરી શકતી નથી. આવી પરિસ્થિતિમાં ઘણી અકળાઈ ને આપઘાત કરી બેસે છે ને જો બાળકોનું બંધન હોય તો મરશ

જરૂર છે, એમ નથી લાગતું ? આ તરફ હવે કયારે આવે છે ! આકાશમાં ઊંચે વિહરતા પંખીને ધરતીની-વાતો સમજવા ધરતી પગ ઊતરવાની પણ કોઈવાર જરૂર પડે છે; માટે ખાસ આમંત્રણ આપું છું. સ્વીકારીશ ને ? અર્ચના શું કરે છે ? એને પણ તારી જેમ લખવાનો શોખ છે કે નહિ ?

સૌ કુશલ હશો.

વિ. તારી બેન કુમુદનાં સ્નેહસ્મરણ

તા. ક. આ સાથે મારી પર આવેલા બે પત્રો તને વાંચવા મોકલું છું. એક છે ત્યક્તા નારીનો અને એક છે વિધવાનો. બન્નેએ એમની કરુણ દશાનો ચિતાર આપ્યો છે. વાંચીને તારો મત આપજે.

# પત્ર ૯ મા

પ્રિય કુમદબેન,

તારો પત્ર મળ્યો. મારા જીવન વિષે વિગતવાર લખાણ માગે છે ને તે લખાણ સુધાબહેનને મોકલવા માગે છે તે જાણ્યું. સુધાબહેનનાં પુસ્તકો મેં વાંચ્યાં છે ને એ સારૂં લખે છે એમ તો જરૂર કહેવું પડે જ. મારા જીવનની વાત તારાથી કશી જ અજાણી નથી છતાંયે તેં વિગત માંગી છે તો આપું છું. જો કે મને એ વિગતો આપવામાંયે હવે રસ રહ્યો નથી છતાંયે, મારી વાત લખ્યાથી, જો કોઇનાં જીવન સુધરી શકતાં હોય તો, આપવામાં સંકોચ પણ નથી અનુભવતી. પરંતુ હા, વીતી વાતો યાદ કરવામાં દુઃખ તો જરૂર અનુભવું છું જ.

હું પરિણીતા નારી છું. મારા પતિ હયાત છે છતાંયે હું વૈધવ્યદશા ભોગવી રહી છું. મારે બે બાળકો છે : કીર્તિ અને કિરીટ. એ બાળકો થયા ત્યાં સુધી હું એમને ગમતી હતી. એકાએક ગમતી બંધ થઇ અને મૂકીને પાસે જ રહેલી શીલાને ચાહવા લાગ્યા ને મને તજી દીધી. વાત કંઈ આટલી સહેલી નહોતી; પરંતુ એ વાતને હવે લબાવવામાં અર્થ શો ?

પતિને મુક્તિ દીધી ને હું પણ મુક્ત થઈ બે બાળકોમાં કિરીટ એમની પાસે રહે ને કીર્તિ મારી પાસે રહે તેમ નક્કી થયું. પતિનો વિયોગ થયો ને પુત્રનો પણ વિયોગ થયો ને નગર દોષે. જે સમાજ સતીનારીનાં ગુણગાન કરે છે તે સમાજને મારી જેવી આ યુગની સતીઓની જરાયે પડી નથી. એ યુગમાં સતી સીતાનો રામે ત્યાગ કર્યો ત્યારે સીતાજી જાણતાં હતાં કે રામના હૃદયમાં તો

પ્રેમ ભર્યો છે. ને ત્યાગ કર્યો છે તે શ્રી રામે નહિ જ, પણ ગજા રામે કર્યો હતો ઉપરાંત સમાજ્ન્ને આપ્યાની એમના પ્રતિ સહાનુભૂતિ હતી, માન હતું, ભક્તિભાવ હતો ને એમને આશ્રય આપવામાં, પણ ગૌરવ અનુભવતા પરંતુ આજની નારીની શી દશા છે? પતિ એને તજી દે છે, છોકરાં એનાં છિનવાઈ જાય છે, મા-બાપ એને દૂર કરે છે ને સમાજ એને આંગળી ચીંધે છે. નળ રાજા દમયંતીને વનમાં મૂકીને ગયા તેના કાવ્યો રચાયા—એનો વિલાપ કવિઓએ ગાયો પણ આજના અનેક નળો વગરવાંકે, કંઈક દમયંતીઓને વનવગડે, અધીં વાટે, મધદરિયે મૂકીને ચાલ્યા જાય છે એનો વિલાપ કોઈને સંભળાતો નથી કેમ?

પતિએ તજી દીધી છે પિયરિયાએ ખાસ સંઘરી નથી, પતિ સાથે પુત્રવિયોગ પણ પતિએ કરાવ્યો છે, એવી નોધારી હું પગભર ઊભી રહેવા પ્રયત્ન કરી રહી છું. સદ્‌ભાગ્યે પિતાએ ભણતરનું થોડું ઘણું ભાતું બંધાવ્યું હતું તે આધારે નોકરી મળી, સહેજ સ્થાયી પણ થઈ ને ત્યાં અચાનક સાસરેથી પત્ર આવ્યો કે સાસુજી ખૂબ માંદા છે ને કીર્તિને જોવા ઝંખે છે. શું કરું? જાઉં, ન જાઉં? પતિની કડવાશ યાદ આવતાં એક મન કહેતું હતું કે તારે ને એમને હવે શું છે? જ્યાં પતિ જ પતિ નથી રહ્યા ત્યાં એ સાસુનો સંબંધ શો? પણ બીજું મન કહેતું કે યાદ કર એ મા સમી સાસુને એક એણે જ તારું દુઃખ પિછાણ્યું હતું ને તારા માટે થઈને તો એને એના દીકરાને પણ તજી દીધો છે એ પ્રેમાળ મા સમાં સાસુ એમની વહાલી પૌત્રીનું મોં જોવા ઝંખે છે ને તું નહિ મોકલે! બહુ વિચારીને અંતે નક્કી કર્યું કે કીર્તિને એકલી તો ન જ મોકલવી. એકલી મોકલું ને પાછી ન મોકલે તો? આ ભયે મેં પણ સાથે જ જવાનું નક્કી કર્યું ને આ નિર્ણય લીધો ત્યારે હું જાણતી હતી કે પતિરાજ તો ત્યાં નહોતા જ તેથી એમને મળવાની

સંભાવના તો હતી નહિ તેથી મનને શાન્તિ હતી પરંતુ ત્યાં પહોંચીને જે જોયું તેનાથી આઘાત થયો. સાસુજી ત્યાં હતાં જ નહિ. ને એમણે પત્ર પણ લખાવ્યો નહોતો. પતિરાજે જ કોઈ પાસે પત્ર લખાવ્યો હતો. એમની ઇચ્છા ગમે તે રીતે મારી નોકરી છોડાવીને મને ત્યાં રાખવાની હતી, તે આ વાત મારાં સાસુ સારી રીતે પામી ગયાં તેથી મને ધીરજ આપીને કહ્યું કે 'સુનંદા તું ચિન્તા ના કર. તને કહેવાવીને હું અહીં રાખીશ નહિ. જો કે મને તો કીર્તિને જોયા વિના ચેન પડતું નથી છતાયે હું તારું સ્વમાન હણાય એવું કશું યે નહિ કરું.

આપણા સમાજમાં સાસુનું નામ કેવું સુગાળવું બની ગયું છે ? એ શબ્દ જ જાણે ભયસૂચક બની ગયો છે. પરંતુ મારાં સાસુ તો મા જેવાં હતાં, માથીયે અધિક હતાં. એ સાસુને જોઇને થાય છે કે આવા ઉમદા જીવની કૂખે મારા પતિ જેવાં કેમ કરીને પાકયા ? જેની કૂખે જન્મ લેવાનું મન થાય એવાં મારાં સાસુ હતાં. જ્યારે મારા પતિએ મને તજી દીધી ત્યારે સાસુએ મને પોતાની પાસે રહેવા ઘણું સમજાવ્યું હતું પરંતુ એ વાત મને રુચી નહોતી. એક કાળમાં કદાચ સ્ત્રીઓને એ ગમતું હશે, કદાચ ચલાવી લેતી હશે, કદાચ લાચારીમાં પણ એ સ્થિતિમાં રહેવા કબૂલતી હશે. પરન્તુ હું તો એમાંની નહોતી જ. હું હતી સ્વમાની, આ યુગની સ્વતંત્ર નારી. સમાનતામાં માનનારી ને પતિપત્નીના સંપૂર્ણ ઐક્યમાં માનનારી. કાં તો પતિ સોળે સોળ આના મારો જ રહે, કાં બીજાનો. એમાં વળી અર્ધું અર્ધું કેવું ? બે મળીને એક બને પછી એ એક બનેલા શરીરના બે ભાગ તે વળી થતા હશે ? "મારા પતિ" એમ જ કહી શકાય, એ જ શોભે. અમારા પતિ એ શબ્દ બોલતાંયે હૈયું થંભી ન જાય ? એમાં અમારું ન ચાલે. કાં સર્વસ્વ મારું કે એનું. આમાં વચલો માર્ગ જ ન હોઈ શકે.

સાસુએ થોડા દિવસમાં જ મારા કર્મસ્થળે મને પહોંચાડી દીધી; પરંતુ એમના સ્નેહને વશ થઇને હું કીર્તિને એમની પાસે મૂકતી આવી. ખરું પૂછો તો કીર્તિને નહિ મારા હૈયાને જ ત્યા મૂકતી આવી એમ કહું તોયે ખોટું નથી. એકલીઅટુલી કામે લાગી પણ કામમાં ચિત્ત ચોંટ્યું નહિ કીર્તિ વિના જીવન સુનકાર લાગ્યું, ને અંતે માનસિક તાણુતાણીને લઇ ને હિસ્ટીરિયાની શરૂઆત થઇ.

ભાઈ–ભાભી સમજાવીને થોડા દહાડા લઈ ગયા પરંતુ ત્યાંયે ચેન પડતું નહિ. પરણેલી દીકરી કદી શાન્તિથી પિયર રહી શકે ખરી ? અને એમાયે ત્યક્તા નારી કદીયે રહી શકે ખરી ? જો રહી શકતી હોત તો કવિ કાળીદાસે શકુન્તલાને, કણ્વ ઋષિના આશ્રમમાં જ પાછી મોકલી હોત ને ? શકુન્તલા જો એ દશામા ત્યા જાત તો શું પહેલાં જેટલું જ માન પામત ? નહિ જ. ને કવિ એ જાણતા હતા તેથી જ એમણે એમની એ પુત્રીનું અપમાન ન જ કરાવ્યું. વગર દોષે મારે પતિવિયોગ થયો, પુત્રવિયોગ થયો, પુત્રીવિયોગ થયો, શરીર ભાગી ગઈ, માનસિક મથનથી થાકી ગઈ ને સમાજના રોષથી, કલંકથી ને મેણાથી ત્રાહી ત્રાહી પોકારી ગઇ ને માનસિક તેમ જ શારીરિક સ્વાસ્થ્ય પણ ગુમાવી બેઠી

કામ કરી શકે તેવું શરીર થતાં પાછી નોકરીએ ગઇ, થોડો વખત કામ કર્યું ત્યાં પાછો પત્ર આવ્યો કે સાસુજી માંદાં છે...ને આ વખતે ખરો વાઘ આવ્યો હતો. હું સાસુ પાસે ગઇ ત્યાં પતિરાજ ને શીલા પણ આવ્યાં હતાં અને કિરીટ પણ આવ્યો હતો. મને જોઇને સાસુજી ખૂબ ખુશ થયા ને કીર્તિ અને કિરીટને જોઇને હું દુઃખ, માંદગી, રોગ, શોક બધું જ ભૂલી ગઈ.

આ વખતે પતિરાજના વર્તનમાં ફેરફાર જોયો ને તેનું કારણ પણ હું જાણતી હતી. શીલા અને એમની વચ્ચે ચડભડ ચાલતી હતી.

પ્રીત પુરાણી બની ગઇ હતી ને આકર્ષણ ઓછાં થયાં હતાં. શીલા એ કંઇ સુનંદા નહોતી, ઉપરાંત પરિણીતા પણ નહોતી, સાથે રહેતી પત્ના તરીકે એટલું જ... ને એ તો આવી હતી એમનાં ધન-દોલત જોઇને, ને એને તો જોઇતો હતો આનંદ-પ્રમોદ ને ભોગ-વિલાસ. ઘર ને વરની જ દુનિયામાં બેસી રહે એવી એ નહોતી. ઉપરાંત સ્નેહથી ખેંચાઈ ને પણ એ આવી નહોતી, એ તો આવી વિજેતા બનવા ને એણે એ વિજય પ્રાપ્ત કર્યો પણ ખરો...એણે મારું અમૂલું ધન ખૂંચવી લઈને મને દેખાડી આપ્યું હતું કે જોઇ લે, એ સ્વમાની નારી, તારી આંખ સામે જ તારા વરને હું ખૂંચવી શકું છું કે નહિ ?

ટગ ઓફ વોર મારીને એની વચ્ચે પૂરી થઇ. મેં તલમાં તેલ ન જોતાં દોરડું હાથમાંથી છોડી દીધું ને ઇનામ એને હાથે ગયું. જીત એની થઈ પણ પછી ? યુદ્ધમાં જે આનંદ હતો તે જીતમાં ન રહ્યો પરંતુ હવે તો ધોલ મારીને મોં લાલ રાખ્યે જ છૂટકો.

આ બધી વાતો મારે કાને આવી હતી. થોડીવાર પતિની દયા પણ આવી હતી ને ક્ષણભર એમ પણ થયું કે એ જ લાગના છે. છતાંયે જ્યારે એક દિવસ અચાનક, હું બેઠી હતી ત્યાં દયામણું મોં કરીને એ મારી પાસે આવ્યા ત્યારે મો ફેરવીને હું ચાલી જઇ શકી નહિ. આખરે હું પણ માણસ છું ને ? પત્ની છું ને ? અને એનાં જ બાળકોની માતા પણ છું ને ? અને જેની સાથે વર્ષો સુધી ઐકય સાધ્યું હતું, જેને અંતરથી ચાહ્યાં હતાં, તેને એકદમ તો કેમ તરછોડી શકાય ? ક્ષણભર તો એમનું દયામણું મોં જોઈ ને એમ કહેવાનું મન થઇ ગયું કે ગઈ ગુજરી ભુલી જાઓ. પણ ના, ના, એ તે કેમ ભુલાય ?

સામે જ એ ભૂતકાળની દુઃખદ ઘટનાનું પ્રતીક શીલા ઊભી છે ને ! ઉપરાંત તૂટયા તાર તે ફરી સંધાતા હશે ? તૂટયા કાચ તે

જોડાતા હશે ? ના-એ બધા વિચાર પણ-હવે શા માટે ? તો પછી આટલું યુદ્ધ, આ સ્વમાનની વાતો શું બધું ફોગટ છે ? બસ ! આટલામા જ હારી ગઈ-? એના આવવાની જ રાહ જોતી હતી ? એ અપમાન, લાંછન, ત્રાસ, ત્યાગ, વેદના બધું જ ક્ષણભરમાં ભૂલી ગઈ ?

ના ના એ કેમ ભુલાય ? ના ના આ આવેગ આ આવેશ હવે ન જોઈએ, જોઈ લીધી સંસારની માયા અને જોઈ લીધા માયાવી એ સ્નેહસંબંધો. છોડયું તે છોડયુ, કાચળી તજી તે તજી. મૂકેલું પાછું ગ્રહણ કરાય ? થૂકેલુ ગળાય ? વમન કરી નાખેલું અન્ન પાછું મોંમાં નખાય ? એઠા ભોજનને તે વળી હાથ અડાડવાનો હોય ? તે એ પતિ હતા શીલાના એઠા ભોજન સમા. સુનંદાનું એઠું ભોજન શીલાએ ભલે કર્યું પણ સુનંદા શીલાના વધેલા એ એઠા ભોજનને હાથ પણ નહિ લગાડે, એ તરફ મીટ પણ નહિ માંડે

આ નિર્ણય લીધો ને મન સ્વસ્થ થયું ને પતિ તરફનો ઝુકાવ બંધ થયો. પતિદેવને આશ્ચર્ય થયું. એમણે તો માન્યું હતું કે જેમ શીલાએ સુનંદા પાસેથી મને ખેંચી લીધો તેમ આ સુનંદા શીલા પાસેથી ખેંચી લેવા જરૂર મહેનત કરશે જ ને જો એ સહેજ પણ મહેનત કરે તો તુરત નમતુ આપી દેવું એમ પણ નક્કી કર્યું હતું. પરંતુ આપ તરફથી આવું કંઇ જ બન્યું નહિ. તે જોઈને ઘણી નવાઇ પામ્યા ને, ધાર્યું ન થતા ઉશ્કેરાયા, ઉશ્કેરાટમાં ગાળાગાળી કરી, ને છેવટે ધમકી પણ આપી કે કિરીટ ને કીર્તિ બનેને એ મારી પાસેથી ઝૂંટવી લેશે ને એ ધમકીથી હું ધ્રુજી ઊઠી. ને પતિદેવની એ ભયંકર મૂર્તિને જોઇ રહી ને મનમાં વિચાર થયો કે એક કાળે આમને જ મેં દેવ માન્યા હતા પણ આનો દાનવથી યે ક્રૂર છે. એ મૂર્તિનું એવું કુત્સિત રૂપ જોઈને મારી રહી સહી ભક્તિ પણ નાશ પામી ને તેનું સ્થાન ઘૃણાએ પૂરેપૂરું લઈ લીધુ.

અત્યાર સુધી શીલાને જ દોષિત સમજનારી આજે હું સમજી કે દોષ ફક્ત શીલાનો નહોતો આ શીલા સમાન-પથ્થર સમાન પુરુષનો પણ એટલો જ હતો. શીલા તો શિલા જેવી હોય પણ આ મૂર્તિ પણ પાષાણની જ બની ગઈ ત્યાં કોને કહેવું ? એ પારકીને તો પ્રીતિ ન હોય પણ પોતાના પારકા બની ગયા ત્યાં કોને કહેવુ ? આગ લાગે તો પાણીને કહીએ પણ પાણી જ બળવા માંડે તો કોને કહેવા જવુ !

પતિરાજે એમનું નગ્ન સ્વરૂપ દેખાડવા માંડયુ ને એક દિવસ એ વાત પરાકાષ્ઠાએ પહોચતા મેં એ પથ્થર સમા પતિરાજને કહી દીધું કે છોકરા તમારાં છે, તમારે એગનું કરવું હોય એ કરો, એમા મારી અનુમતિની દરકાર નથી પરંતુ આ મારો દેહ તો મારો જ છે, હવે તમારો નથી ને એ દેહને સ્પર્શ કરતાં પહેલાં મારી અનુમતિની દરકાર છે જ. ને તે અનુમતિ તમને આ જન્મે તો મળવાની નથી જ તેટલું સમજી લેજો. આટલું કહીને હું ત્યાંથી ચાલી ગઈ ને પતિરાજ દિગ્મૂઢ બનીને જોતા જ રહી ગયા.

આટલુ બધું બોલવાનું સાહસ કરી શકીશ એવી કલ્પના પણ મને નહોતી. છતાંયે એ સાહસ થઈ ગયું. એ હિંમત આવી પરંતુ જેવી મારા ઓરડામાં પહોચી કે ઢગલો થઈને હું પલંગમાં પડી. ભયથી મારુ શરીર કાંપતું હતું. કીર્તિ અને કિરીટને મારી પાસેથી ખુચવી લેશે તો હું કોના આધારે જીવીશ એ ડરે હું ધ્રુજી ઊઠી હતી. એ બાળકો જ મારા નોધારીનાં આધાર છે. એમને જ જો ગુમાવું તો કોના માટે આ યુદ્ધ, આ સામનો ? પલંગ પર પડી ને મન મોકળુ મૂકીને રડી મારા જીવનમા સાંત્વન મેળવવા આ એક જ રસ્તો મારી પાસે હતો આંસુ સારી લઉં ને મનને હળવું કરી લઉ. મન હળવું થયું, શાન્ત થયુ ને સાથે જ મક્કમ પણ થયું કે

વિધાતાએ નસીબમાં માંડયું હશે તે ભોગવી લઈશ. પરંતુ શીલાનો સ્વામી કદાપિ હવે સુનંદાનો સ્વામી બની શકવાનો નથી તે ચોક્કસ.

આ બનાવ પછી માન્યું હતું કે પતિદેવ બાળકો જરૂર લઇ જશે, પરંતુ એમ ન બન્યું ને ન બનવાના કારણમાં પતિની દયા નહોતી પરંતુ શીલાને પોતાને બાળક થવાનું હતું તેથી એ બીજા બાળકની વેઠ કરવા તૈયાર નહોતી, ને તેથી જ પતિરાજને ન છૂટકે મારાં બાળકો મને સોંપવાં પડયાં.

શીલાના આનંદમાં મારો આનંદ સમાઈ ગયો. અત્યાર સુધી શીલાના હાથે મને નુકસાન જ થયું છે પરંતુ આજે શીલાની ક્રૂરતાએ મારું ભલું કર્યું. શીલાને બાળક થવાનું છે તે સમાચારથી મને ઇર્ષા ન થઇ, સુખ થયું કારણ કે એને જો બાળક ન થવાનું હોત તો મારાં બાળકો ઝુંટવાઈ જાતને મારી ને એમની બંનેની જિંદગી રોળાઇ જાત...તેથી એના સુખના સમાચારે હું દુઃખી નહિ પણ સુખી થઈ. કેવી છે વિધિની વિટંબણા ? કોણ જાણે કયા સમાચાર કયારે સુખ આપે છે ને કયારે દુઃખ, એનો બધો જ આધાર વ્યક્તિના તે વખતના સંજોગો પર જ રહે છે ને ?

મારાં સાસુજીનુ મૃત્યુ થયું ને હું તથા મારાં બંને બાળકો પાછાં મારી કર્મભૂમિ પર આવી ગયાં છીએ. નોકરી કરું છું ને બાળકોને ઉછેરું છું. એક રીતે કહીએ તો સ્વમાનથી જીવું છું ને સુખી છું; છતાંયે ઊંડા ઊતરીને જોઈએ કે મારા મનની ખરી વાત પૂછો તો હું સુખી નથી જ. આ સુખ તે કંઇ સુખ છે ? હું ત્યક્તા ને મારાં બાળકો અનાથ જેવાં, પિતાની છાયા વિનાનાં ઊછરે છે એ ઘટના કઈ માને દુઃખી ના કરે !

છતાંયે મારી ફરજ બજાવ્યે જાઉં છું, ને બાળકો મોટાં થતાં જાય છે. એક દિવસ હું કદાચ વૃદ્ધ પણ થઇશ ને બાળકો મોટાં

થઇને પગણી જશે કદાચ છોકરો મારો હશે ને વહુ સારી આવશે તો મને સુખી કરશે, કદાચ વહુ સારી ન આવી તો જીવનભર વેઠયુ છે ને અંત સુધી દુ:ખ જ વેઠીશ, કદાચ મારી દીકરી એની દુ:ખી માની સંભાળ લેશે એ તો જે બને તે ખરું, ભાવિના ગર્ભમાં મારા માટે શું લખ્યુ છે તે તો કોણ જાણે ? પરંતુ આજે વર્તમાન કાળે તો મારો ને મારા જેવી અનેકનો પ્રશ્ન તમારી સામે છે જ ને તે એ છે કે નગર કેટલે નારી ક્યાં સુધી દંડાયા કરશે ? સમાજ ક્યાં સુધી નિર્દોષને દંડ દેશે ને દોષિતને ઉત્તેજન દેશે અને સમાનતાના આ જમાનામાં ક્યાં સુધી આવી અસમાનતા ચાલશે ?

લિ. તારી દુખિયારી બેન સુનંદા

## પત્ર ૧૦ મો

પ્રિય કુમુદબેન,

તારો પત્ર મળ્યે. મારા હવેના જીવન વિષે તું કંઈક જાણવા માગે છે માટે જ લખવા બેસવું પડ્યું છે નહિ તો કલમ ઉપાડવાની યે ઇચ્છા થતી નથી. પેલા લોકગીતની જેમ મારા માથે તો દુઃખનાં ઝાડ ઊગવાં જ બાકી છે. કોને કહું હૈયાની વાત, અને કહીને ફાયદો પણ છે ? કોઈએ કહ્યું છે ને કે હસવું હોય ત્યારે સૌને બોલાવજે. તારી સાથે હસવા સૌ તૈયાર છે પરંતુ રડવું હોય ત્યારે એકલો જ છાને ખૂણે બેસીને રડી લે જે. બહુ અકળાઉં છું, મૂંઝાઉં છું ત્યારે છાને ખૂણે બેસીને રડી લઉં છું. અરે રડવાની પણ છૂટ નથી મળતી આ ઘરમાં તો.

મારો જન્મ થયો ને યોગાનુયોગ એવો બન્યો કે મારા પિતા ઘણું ધન કમાયા. આ હકીકત તો તું જાણે છે, કાગને બેસવું ને ડાળને પડવું. મારા પગલે જ ઘરમા લક્ષ્મી આવી એમ સૌએ માન્યું ને મારા માનપાન વધી ગયાં. ને કુદરતને કરવું તે મારાં જન્મ પછી માતાની કૂખે ભાઈનો જન્મ થયો ને પછી તો મારાં પગનાનું પૂછ્યું જ શું ! હું કંકુ પગલાની ગણાતી, મારાં માન એકદમ વધી ગયાં, પાણી માગું ત્યાં મને દૂધ મળવા લાગ્યું. પિતાની લાડકી બની, દાદીમાની દુલારી બની ને જનેતાની ખૂબ જ માનીતી બની, આ બધામાં મે તો કંઈ જ ભાગ ભજવ્યો નહોતો. નહીં મારા જન્મનાં, નહીં લક્ષ્મીના આગમનમાં કે નહીં ભાઈના જન્મમાં. એ બધું થવાનું હશે એમ જ થયું હશે, પ્રભુએ ધાર્યું હશે એમ જ થયું હશે છતાંયે તેનો સઘળો યશ મને જ મળ્યો.

હું મોટી થઈ ને વરની શોધ થવા લાગી ને સારો વર ને ઘર જોઇને મા-બાપે પરણાવીને ખૂબ કરિયાવર દઈને સાસરે વળાવી. માતા કહેતી કે ઘરમાંથી લક્ષ્મીને જ સાસરે મોકલી રહી છું. એ માનતી કે જે ઘરમા હું જઇ રહી છું તે ઘરનું માગ પગલે મંગળ થવાનુ જ છે સાસુજીએ પણ મારા પગલાની વાતો સાંભળી હતી તેથી લક્ષ્મી સમી વહુને મેળવીને અને ખૂબ કરિયાવર મેળવીને ખુશી થતાં હતાં ને મનમાં માનતાં પણ હશે કે જેમ બાપના ઘરમાંથી લક્ષ્મી વધારી એમ આ વહુ આપણા ઘેર આવતાં આપણા ઘરનો સિતારો પણ ચમકાવશે; પરંતુ વહુ શું કરે ? ધાર્યું તો ધણીનું જ થાય છે તેમ અહીં પણ થયું જ. થોડા દિવસોમા જ મારા સસરા ટાયફોઇડમાં સપડાયા ને મૃત્યુ પામ્યા ને મારા દુઃખના શ્રી ગણેશ મંડાઇ ગયા. હું ખરાબ પગલાંની ગણાઇ ગઇ. દિયરને સ્કૂટર પર અકસ્માત થયો ને હું અપશુકનિયાળ ગણાવા લાગી હજી તો દુઃખનો ઘડો ભરાવો બાકી હશે તે છેલ્લે મારા પતિને ક્ષયની બીમારીનાં ચિહ્નો દેખાવા લાગ્યાં ને પછી તો મારાં પગલાનું પૂછવું જ શું ? એ રોગ દુર્ભાગ્યે છત્રલેણુ નીકળ્યો ને મારા દુઃખની અવધિ આવી ગઈ હું મેણાની ભોગ બની, હડધૂત થઇ, છપ્પરપગી ગણાવા લાગી ને ઘરનું નિકંદન કાઢનારી લેખાણી આ બધાં મેણાં. મારા પર શા માટે લાદવામાં આવે છે ? આમાં મેં શું કર્યું ? પિતૃગૃહે માન શા માટે પામી તે હું સમજી શકી નહોતી તેમ જ શ્વસુરગૃહે આ અપમાન, આ તિરસ્કાર ને આ મેણાંટોણાં! શા માટે પામું છું તે પણ સમજી શકતી નથી. પિતૃગૃહે સૌનું કલ્યાણ થયું એમાં જેમ મારો કશો જ હાથ નહોતો તે જ રીતે આ ઘરની કરુણ દશામાં પણ મારો હાથ નહોતો ને ? છતાં યે એક ઘરમાં હું કેમ કંકુ પગલાંની ગણાણી...ને બીજા ગૃહે છપ્પરપગી ગણાણી તે હજી સમજી શકી નથી. પિતૃગૃહે મળેલ યશની પણ હું અધિકારી

નહોતી તમે આ ગૃહે મળતા અપયશની પણ હું અધિકારી નથી. છતાંયે અપયશ મળી જ રહ્યો છે.

સાસુજીના શબ્દો બાણ જેવા રાતદિન હૈયાને વીંધી નાંખે છે રોજ સાંભળવું પડે છે કે અભાગણીએ આવીને ઘરનું નિકંદન કાઢયું: સસરાને ભરખી ગઈ. મારો ગતીરાણ્ય જેવો દીકરો એના પગલે ફાટી પડયો. એ છપ્પરપગી કોણ જાણે હજીયે શું કરશે ? વૈધવ્યનું દુઃખ ઓછું હોય તેમ પડયા ઉપર પાટુ સાસુજી માર્યા જ કરે છે. બળતા હૈયા પર લૂણ છાંટયા જ કરે છે ને એ બધું સહી લઉં છું. બીજું કરું પણ શું ? કવિ કલાપિએ કહ્યું છે કે સહન કરવું એ પણ એક છે લ્હાણું ! પુરુષ કવિ ખરાને ? કહી શકે પણ એમના ચાવવાના અને દેખાડવાના જુદા જ હતા ને ? પોતાની બેન માટે સહેવાની સલાહ અને પોતાના માટે ? માણવાની સલાહ ? ન્યાયની સમતુલા આપણા સમાજમાં સ્ત્રી ને પુરુષ માટે જુદી જુદી જ રહી છે ને !

આજે હું નધણિયાતી છું. ધણી વિનાનાં ઢોર સૂનાં એવી મારી દશા છે. મારે સૌના હુકમ ઝીલવા પડે છે. મોંમાં કોળિયો ને માથામાં ટૂંબો એવું છે. પેટનો ખાડો પૂરવા ખાવું પડે છે ને એ કોળિયો ધાન માટે ઢોર કરતાંયે ભૂંડું જીવન વિતાવવું પડે છે. રાતદિવસ કહેવામાં આવે છે કે આટલું શરીર સારું નહિ. જરા શરીર ઓગાળો. વ્રતઉપવાસ કરો, ધર્મધ્યાનમાં મન પરોવો, આ રૂપનાં રમોપાં હવે નથી શોભતાં ? મારાથી કોઈ પુરુષ સાથે બે લાંચ નહિ, તો હંસાય તો શાનું ? હું અપશુકનિયાળ. મારું મો પણ કોઈ જુએ તો એનું અકલ્યાણ થાય...મારા જેઠ ત્રણ છોકરાંના બાપ ૪૫ની ઉંમરે ફરી પરણી શકે પણ મારાથી તો એ મંગળ પ્રસંગે આડું પણ ન ઉતરાય ? કેમ ઉતરાય ? મારી આગળ અ. સૌ. નું બિરુદ હટીને ગંગાસ્વરૂપ બિરુદ લાગી ગયું ને ? નામ મોટાં ને દરશન ખોટાં. કહે છે ગંગાસ્વરૂપ પરંતુ માને છે કોઈ ગંગાસ્વરૂપ ? સૌ કહે છે અપશુકનિયાળ.

જવા દે. એ વાત...દુઃખ વેઠતાં વેઠતાં રીઢી થઇ ગઈ છું. મને ભાડે છે એનું દુઃખ નથી ને ગંગાસ્વરૂપ કહીને વાદે તોયે તેમાં સુખ નથી. સુખદુઃખ તો જીવતા માણસને સ્પર્શી શકે ને ! મશીનને સ્પર્શી શકે ખરાં ? હું પણ એક મશીન જ બની ગઈ છું. સૌ માટે કામ કરવાનું. જેને જરૂર પડે તે આ મશીનની ચાવી દબાવે છે ને ધાર્યું કામ કરાવે છે. સાસુજી હુકમ કરે છે કે જીવ ધર્મમાં પરોવ. આ ભવ તો બગાડયો તારો ને અમારો બધાનો, હવે આવતા ભવનું તો સુધાર. એ હુકમ સાંભળીને થાય છે કે લાવ ઉપાશ્રયે જાઉં, એકાદ સામાયિક કરું. સાધુ-સાધ્વીનું વ્યાખ્યાન સાભળું ને હાથમાં પથરણું લઇને જવા લાગું છું ત્યાં જ જેઠાણીનો હુકમ છૂટે છે કે ચાલ્યા ક્યાં લીયો, ઊપડયા ધર્મધ્યાન કરવા પણ અહીં ઘરમાં કોણ કરશે ? મૂકો પથરણું હેઠું ને રસોઈનું પતાવો ને પછી આ અભરાઇનાં વાસણ કાઢયા છે તે માંજી નાખો. આમ પથરણા લઇને સવારમાં ઊપડો છો તે શું અહીં કોઇ નોકર રાખ્યા છે કે તમારા સારુ રાંધી મેલશે. ને હું નિસાસો નાખીને પથરણું મેલીને કામે લાગું છું. જેઠાણીનું બતાવેલુ કામ પતાવીને હાશ કરીને માંડ બેસુ છું ત્યાં દેરાણીનો હુકમ છૂટે છે કે છોકરાંનું ધ્યાન રાખજે. અમે સિનેમા જોવા જઇએ છીએ. નણંદ તેડાવે છે સુવાવડ કરવા, કાકાજી બોલાવે છે દીકરાનાં લગ્ન છે તે વડી, પાપડ ને ઘરના કામમા મદદ કરવા. ના, બેનના લગન વખતે મારે ત્યાં રહેવાનું હોય ? મારે તો કામ જ કરવાનું. લગન મહાલવા તો કાં જશે, જેઠાણી કાં દેરાણી.:. મારે અભાગણીને લગ્નમાં મહાલવાનું કેવું ?

જેમ સખત પવનમાં તણખલું આમથી તેમ ઊડે એવી જ હું આ સંસારમાં અટવાઉં છું, કે કાયે જાઉં છું., ઘણી વાર થાય છે કે જો હું નાનપણમાં સરખું ભણી હોત તો ? પરંતુ માબાપે ભણાવી નહીં. ખરું કહું તો હું જ ભણી નહી. ને ન તો કોઇ એવો ઉદ્યોગ શીખી:

કે જેના આધારે પગભર થઇ શકુ  હવે શીખવાનુ ઘણુયે મન છે પણ હવે શીખવા કોણ જવા દે? ભણવા કે શીખવા જવા દે તો એમના હાથમા આવેલ ગુનામ ચાલી જાયને! એટલે એમના જ સ્વાર્થ ખાતર મને દબી રહ્યા છે તે હુ જાણુ છુ સમજુ છુ છતાંયે શીહ કે ચૂહ કરી શકતી નથી, "છે વેધવ્યે વધુ વિમળતા," એમ કહેનારને વિધવાની દીન દશાનુ ને એની વેદનાનુ ભાન હતુ ખરુ? કહેનારે પોતાની જાતને કદી આ સ્થીતિમા મૂકી જોઈ હતી ખરી? જો મૂકી જોઈ હોત તો 'વિમળતા" ની જગ્યાએ "વેદના" શબ્દ જ મૂકત  જોડાનો ડખ ક્યાં લાગે છે તે જોડા પહેરનાર જ જાણે  તેમ સ્રીના દુ ખ તો સ્રી જ જાણે ને તેગાંયે વૈધવ્યના દુ ખની જાણ અરે કલ્પના પણ પુરુષને અશકય છે પછી ભલે એ લેખક હોય કે કવિ હોય.

હવે લખવુ બધ કરુ છુ કારણ કે દૂરથી સાસુજીની ત્રાડ સભળાય છે  તને થશે કે મને ભાષાનુ ભાન જ નથી સાસુજીની બૂમ કહેવાય ને સિહ-સિહણની ત્રાડ કહેવાય બેનડી મારી તારા સગે રહીને એટલુ તો જાણુ છુ જ  ને આ શબ્દ જાણી જોઇને, સમજીને જ વાપર્યો છે  મારે મને એ બૂમ નથી રહી, ત્રાડ જ છે! એ ત્રાડે તો મારુ આખુ અગ ધ્રુજી ઊઠે છે ને એ વિકરાળ સીનો જોઇને સાક્ષાત્ મોત સામે ઊભુ હોય તેવુ લાગે છે  ત્રાડ ભયકર રૂપ લે તે પહેલા જ લખવુ બધ કરુ  નહિ તો મારુ આવી જ બનશે  તને થશે કે એમા આટલી ડરે છે શુ? શા માટે થોડુ માથુ નથી ઊચકતી પણ બેન કઈ શક્તિ પર માથુ ઊચકુ? ઊડા પાણીમા એવી તો ધકેલાઈ ગઈ છુ કે તરવા, તરી પાર ઊતરવા ઘણા ફાંફા માર્યાં પણ તરતા આવડે તો તરી શકુને? ને જો એ શક્તિ નથી, ને આ તોફાની દરિયામા જ જિદગી વીતાવવાની છે તો પછી દરીયામાં રહેવુ ને મગર સાથે વેર શા કામનુ?

( આજે પત્ર દ્વારા હૈયું હળવું કરવાની તેં તક આપી એ માટે આભાર માનું ? અત્યારે પાડોશમાં એક રેકર્ડ વાગે છે એના તૂટકતૂટક શબ્દો મારા કાને આવે છે. શબ્દો છે "વિધવાનાં આંસુ મરતાં સુધી ન સુકાય." બીજા શબ્દો અવાજમાં ડૂબી જાય છે છતાંય થોડાં સંભળાય છે તે આ છે: "સાસુ–નણંદ કહેશે ' રાંડ... પાટોથી કહે એના પગલાં અભાગિયાં. આવી ત્યાંથી ભૂંડું થાય રે વિધવાનાં આંસુ મરતાં સુધી ન સુકાય" ...પાછા શબ્દો ચાલ્યા જાય છે પાછા સંભળાય છે કે " રોવું અમારે છાને ખૂણે જઈ, કોઇને કશું ન કહેવાય રે...વિધવાનાં આંસુ મરતાં સુધી ન સુકાય" આ સપનાયે આંસુની ધાર થાય છે ને સાસુની પાછી ત્રાડ સંભળાય છે ને ઝટ આંસુ લૂછી નાખું છું. કારણ કે અમારાથી હૈયું ખોલીને બોલાતું તો નથ પણ રડાતુંયે નથી... " રોવું અમારે છાને ખૂણે જઈ કોઈને કશું ન કહેવાય રે " એવી જ દશા છે. ન કહેવાય કે ન સહેવાય એવી વ્યથા છે વિધવાની.

બસ તો, બેન...હવે બંધ કરું છું...સૌને મારા વંદન.

એ જ લિ. તારી દુઃખી બહેનનાં વંદન.

# પત્ર ૧૧ મો

પ્રિય સુધાબ્હેન,

તારા બન્ને પત્રો મળ્યા. જવાબ આપતાં ઢીલ થઈ છે તો માફી માગી લઉં છું પહેલા પત્રનો જવાબ પહેલા આપી દઉં. તું લખે છે કે આપણે પ્રગતિ કરી રહ્યાં છીએ આર્થિક, સામાજિક અને રાજકીય ક્ષેત્રે સ્ત્રી સમાનતા ભોગવે છે સ્ત્રીઓ ધારાસભામાં જાય છે, વડા પ્રધાનપદે નિમાય છે, ગવર્નરના પદે નિમાય છે ન્યાયાસને બિરાજે છે ને પરદેશમાં એલચીપદે પણ નિમાય છે આ બધું જ છે છતાંયે કહું છું કે સ્ત્રી પ્રત્યેનું દૃષ્ટિબિન્દુ હજી બદલાયું નથી તું કહે છે એવા દાખલા કોઈક જ છે, મોટા ખારા સમુદ્રમાં થોડા બિન્દુ સમાન—બાકી તો હતી તે જ સ્થિતિ પ્રવર્તે છે. જો એમ નહોત તો આપઘાતના આટના બનાવો બનત નહિ !

આજકાલ છાપામાં લગભગ રોજ વાંચીએ છીએ કે આ બળી, ને પેલી કૂએ પડી થોડાનીજ વાત છાપામાં આવે છે બાકી છાપે ન ચડેલા તો અનેક આપઘાતો થયા જ કરે છે એનું કારણ શું ? આ સમાનતાના યુગમાં પણ સ્ત્રીઓને આપઘાત કરવા પડે એ આપણી નામોશી નથી ? દિનકર જેવા નિર્દય પુરુષો જ્યોત્સ્ના જેવી ભોળી બાળાનું ખૂન કરવાનો વિચાર પણ કરી શકે એવા સમાજને તું પ્રગતિમય સમાજ કહે છે ? હીંચકામાં અને આરામ-ખુરશીમાં ગતિ તો આખો વખત હોય છે જ પરંતુ પ્રગતિ જણાયે નથી. એવું જ કાંઈક આ શ સમાજનું નથી લાગતું ? દોડતી ટ્રેઈનમાં આપણે બેઠાં હોઈએ ત્યારે એમ લાગે છે કે સામેના ઝાડ, થાંભલા

વગેરે દોડે છે પરંતુ આપણે જાણીએ છીએ કે એ ભ્રમ છે...તેવો જ આ પ્રગતિનો, તમારા જેવાને ભ્રમ તો નથી ને? થોડા સમય પહેલા છાપામાં એક ઘટના વાંચી હતી. એમાં હતુ કે એક સાંઈના ઘરમા ચોરી થઈ છે. ચોર બાઈને દોરડાથી બાંધીને બધુ જ રોકડનાણુ ઉઠાવી ગયા છે...પોલીસે તપાસ કરી પરંતુ ચોરી થઈ હોય એવુ ન લાગતાં-ગૃહિણીને જ ખરી હકીકત કહેવા ફરજ પાડી ને તેણે હકીકત કહી તે આ પ્રમાણે છે: "મારા પતિને મોટર લેવી હતી ને એ માટે પંદર હજાર રૂપિયા મારા પિતાને ત્યાંથી લાવવા મને દબાણ કરતા હતા. મારા પિતા બીચારા આપી શકે એમ નહોતા ને પતિ જુલમ કરવો છોડતા નહોતા, તેથી આ યોજના કરવી પડી પૈસા માગવાના બહાને પિતાને ત્યાં રોજ જવા લાગી ને ચોરીના આગલે દિવસે મારા પતિને કહ્યું કે, હું રૂપિયા લાવી છું એમણે કહ્યુ કે મને આપ હુ ગણગણી .. ક્યાંથી આપુ? હોય તો આપુંને? મેં કહ્યું કબાટમા મૂક્યા છ ને ચાવી ક્યાંક મુકાઈ ગઈ છે...એમ આડુંઅવળું સમજાવીને વખત કાઢ્યો ને રાતના આ ચોરીની યોજના કરી." જોઈને દશા પતિની ખોટી અન્યાયી સતત માંગણી માટે પત્નીને કેવી યોજના કરવી પડી? તે કરિયાવરને કારણે કે બીજા એવા મુશ્કેલીસ કાન્નુને લઈ ને કેટલી યે દીકરીઓને બાપનાં ઘર પણ તજવા પડે છે, ત્યક્તા બનવું પડે છે, મૃત્યુને ભેટવુ પડે છે. આ છે આજનો સળગતો પ્રશ્ન .ને એનો ઉકેલ...'બાપનુ ઘર" કે "માનુ ઘર" કાઢવાથી નહિ થાય...એવા આશ્રમો ને આશ્રયસ્થાનો તો રોગ પછીનો ઉપચાર છે. આપણે તો મૂળ એ રોગને જ નિર્મૂળ કરવાનો છે ને તે માટે ધરમૂળથી વિચારધારા ને સ્ત્રીઓ પ્રત્યેનું દષ્ટિબિન્દુ જ ફેરવવાની જરૂર છે

પહેલા પત્રનો જવાબ પૂરો થયો પરંતુ આજે તો મારે ખાસ તારા બીજા પત્રનો જવાબ આપવો છે પત્ર વાંચ્યો

ત્યારથી એ વાત મન પરથી ખસી નથી. ખરું પૂછો તો રાતના ઊંઘ પણ આવી નથી ને તેથી જ આજે સવારમાં ઊઠીને તને પત્ર લખવા બેસી ગઈ છું...તું લખે છે કે "મિસ ઇન્ડિયા"ની પસંદગી થઈ રહી હતી એ મેળાવડામાં તું ગઈ હતી ને તને ખૂબ મજા પડી હતી. ને સાથે જ ઉમેરે છે કે આપણી બહેનો આ બાતમાં ઠીક ઠીક રસ પણ લઈ રહી છે ને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે સારી પ્રગતિ કરી રહી છે." તું આવા સમારંભમાં ગઈ એ વાચીને મને તો ખૂબ દુઃખ થયુ. જ્યા સ્ત્રીના શરીરનુ એના અંગ–ઉપાંગોનું પ્રદર્શન થતું હોય ત્યાં તારા જેવાં સમજણાંએ તો પગ જ ન મૂકવો જોઈએ એમ હુ તો માનું છું, ને એમ માનવાને મારી પાસે કારણ પણ છે થોડા સમય પહેલાં જ એક પ્રૌઢ સેવાભાવી, વર્ષોથી સ્ત્રીજીવનના પ્રશ્નોમા ઊડો રસ લેતાં એક મહાન વિદુષી બહેને એક પત્રમાં લખ્યું હતું કે "વિચાર કરતાં અને તો લાગે છે કે સ્ત્રીઓ તરફ જાતીયતાની દૃષ્ટિએ જ જોવામાં આવે છે, ને સ્ત્રી એ ફક્ત પુરુષોની અને સમાજની માલિકીની જ ચીજ હોય એવી એના પ્રતિ ભાવના રાખવામાં આવે છે. આ વસ્તુ ખૂબ જ અહિતકર છે કવિઓ, સાહિત્યકારો, વાર્તાલેખકો, વ્યાપારીઓ બધા જ સ્ત્રીઓના બાહ્ય સ્વરૂપનાં જ ગુણગાન ગાય છે ને પ્રશસ્તિ કરે છે પ્રાચીન સમયથી આ વસ્તુ ચાલી આવે છે માનસશાસ્ત્રીઓ, અને ખુદ સ્ત્રીઓએ આ મંતવ્યમાં ધરમૂળથી ફેરફાર કરવો જોઈએ સ્ત્રીમાં ઉત્તમ ગુણો રહેલા છે, એ માનવતાની મૂર્તિ છે, એનામાં પોતાનુ આગવું સ્થાન લેવાની શક્તિ છે, વ્યક્તિત્વ છે, ને એ એક સ્વતંત્ર નાગરિક છે, કોઈની માલિકીની ચીજ નથી ને એ સન્માનને યોગ્ય છે એ વસ્તુનું વિસ્મરણ કેમ થઈ જાય છે એ સમજાતું નથી પણ થાય છે તો ખરું જ. સમાજમાં એને ઘણું ગૌણ સ્થાન આપવામાં આવે છે ને તેથી જ આ અવદશા થાય છે.

આ શબ્દો આપણી આંખો ખોલી નાંખવા માટે પૂરતા નથી? તારા જેવી બહેનોએ તો આ વિષે વિચાર કરવો ખાસ જરૂરી છે. પરદેશની નકલ કરીને, આંધળુકિયા દોટ મૂકીશું તો ખાડામાં જ પડીશું. ને નકલ કરવાનું કામ બુદ્ધિશાળી તો ન જ કરે. સદ્ભાગ્યે આપણા સમાજમા આવા ઠરેલા, અનુભવી, વિચારક, સમજુ અને ડાહ્યા બહેનો છે ને તેઓ આપણી આવી આંધળીદોટ જોઈને આપણી સામે ચેતવણીરૂપે લાલ બત્તી ધરે છે ને કહે છે કે થોભી જાઓ, આંધળીદોટ પર બ્રેક લગાડો. ધ્યાન રાખજો કે આગળ સીધો રસ્તો નથી, ધરો છે. તું જરા સ્વસ્થ મને વિચાર કરીશ તો તને પણ લાગશે જ કે પુરુષે સ્ત્રીના સ્વરૂપનાં જ ગુણગાન ગાયાં છે; ને એ કાર્યમાં એમને સૌએ સાથ આપ્યો છે. ધર્માધિકારીઓએ, વ્યાપારીઓએ, કળાકારોએ, કવિઓએ, લેખકોએ, દેવોએ, અને ખુદ સ્ત્રીઓએ પણ ધર્માધિકારીઓએ એને દેવદાસી બનાવી, રાજદ્વારી પુરુષોએ કાં બનાવી નગરની વારાંગના કાં વિષકન્યા...દેવોએ મોહિની બનાવી, કવિઓએ, લેખકોએ ને સાહિત્યકારોએ એના અંગઉપાંગનાં જ વર્ણન કર્યાં, વ્યાપારીઓએ એના રૂપને જ બજારમાં મૂક્યું. ખરેખર દુઃખની વાત છે કે સ્ત્રીને કોઈએ પૂરી ઓળખી જ નહિ, સૌએ એની એક જ બાજુ જોઈ ને ને બાહ્ય સ્વરૂપ જ. સમગ્ર પણે જોવાની, જાણવાની કોઈએ મહેનત જ લીધી નથી, એમાં અપવાદ હશે તે માનું છું પરંતુ સિન્ધુમાં બિન્દુ સમાન. એટલે એ થોડા બિન્દુઓ આ અગાધ ખારા સમુદ્રને મીઠો શી રીતે બનાવી શકે?

નારીને નારી તરીકે, નારાયણી તરીકે, એક નાગરિક તરીકે, એક વ્યક્તિ તરીકે, મા–બેન–દીકરી તરીકે ન ઓળખતાં, વધારે તો એક સ્ત્રી તરીકે જ. પ્રેયસી તરીકે જ ઓળખાવવા પ્રયત્ન થયો છે. એમ નહોત તો, નળાખ્યાનમાં, દમયંતી નળને વરવા આવે છે,

ત્યારે દમયતીના શરીરના એકેએક અગ-ઉપાગનુ વર્ણન કરવાને બદલે એના ગુણુના જ ફકત વર્ણન કરત કે નહિ? આ તારા કહેવાતા પ્રગતિમય સમાજમા તો એ દિશામાં ગજબ પ્રગતિ થઈ રહી છે એક જમાનામા કપડાનાં તાકા પર દેવદેવીઓની છબીઓ, મુકાતી ત્યાં આજે સ્રીની નૃત્યના પોઝમા અર્ધનગ્ન અથવા ખૂબ આકર્ષક છબીઓ મુકાય છે મીઠાઈના ડબા પર, નૃત્યાગના કે અભિનેત્રીને મુકાય છે કેલેન્ડર કે જે હરહમ્મેશ અરે દહાડામા દપવા- જેની પર નજર જાય છે ત્યા દેવદેવીઓ કે કુદરતના સૌદર્યના છબીના જગ્યાએ સિનેમાની નટીઓને નનચાવનારા પોઝમાં મુકાય છે દીવાન પર પોસ્ટરો પણ એવા દેખાશે, કયાંય પણ એ છબીઓમાં મા, બેન, દીકરીનો અંશ નહી દેખાય જ્યા જુઓ ત્યા આવી જ છબીઓ આવા જ ફોટા દેખાશે, મીઠાઈના ડબા પર, કેલેન્ડર પર પાવડરના ડબા પર, સાબુની પેટી પર, ટ્રકમા "જ્યા જ્યા નજર મારી ઠરે છબી દખુ" ત્યા આપની એમ બેવા નારીના દર્શન થશે

છબી-ફોગની વાત જવા દે બીજા ક્ષેત્રમા નજર નાખ તો પણ તને એ જ દેખાશે આજકાલ આર્થિક પ્રશ્ન સૌને મૂઝવી રહ્યો છે એક કમાયને સૌ ખાય એ હવે અશકય છે તેથી સ્રીઓને પણ કમાવાની જરૂર પડી છે સસાર રથને ચલાવવા માટે હાથ દેવાના ખરા અર્થમા જરૂર પડી છે ઉપરાંત, સ્રી જ્ઞાન સપાદન કરે છે દરેક વિષયમાં પારગત પણ થાય છે ને તે મેળવેના જ્ઞાનનો ઉપયોગ કરવા પણ ઇ છે ને તે કરે એમાં કશુ જ ખોટુ નથી, બલકે કરવા જેવુ છે સ્રીની શકિતની, બુદ્ધિની અને આવડતની કદર થાય ને કામ મળે એમાં તો ગૌરવ છે, પરતુ જે ક્ષેત્રમા સ્રીઓની આવડત, કાર્યકુશળતા કે જ્ઞાન માટે નહિ પરતુ દેખાવ માટે એમને નોકરી આપવામા આવે છે ત્યા સ્રી તરીકે સ્રીનુ સન્માન કેટલું જળવાય છે તે વિચાર ?

જેવું છે જ. એર હોસ્ટેસ એ આનો નમૂનો છે આમાં મુખ્ય ને ખરું પૂછો તો ફક્ત એક જ લાયકાતની જરૂર છે ને તે સુંદરતાની, થોડા સમય પહેલાં એક અંગ્રેજ એરવેઝ કંપનીએ, બીજા દેશની એરવેઝ કંપની સામે એવી ફરિયાદ કરી કે એ કંપની અમારા દેશની સુંદર છોકરીઓને વધારે પગાર આપીને રોકી લે છે, તેથી અમારી કંપનીને ધક્કો પહોંચે છે ને એમની કંપની મદ્દર બનતી જાય છે. સારી સર્વીસ ત્યાં વધારે ઘરાકી નથી પરંતુ સારી છોકરીઓ ત્યાં વધારે ઘરાકી ! કદાચ તુ આનો જવાબ એમ પણ આપે કે આવી નોકરીમાં છોકરીઓ જ સારું કામ આપે છે માટે જ રાખવામાં આવે છે, જેમ કે નર્સ તરીકે, શિક્ષિકાઓ તરીકે...પરંતુ એનો જવાબ એ છે કે...જો છોકરીઓ જ જોઈતી હોય, અગર એ કામને લાયક એ જ હોય તો ભલે એને રાખે પરંતુ છોકરીઓ તરીકે જ રાખે સુંદર છે માટે જ રાખે શા માટે ? ભલે ને કાળી–કૂબડી પણ હોય આવી કોઈ રાખશે ખરા ? નહીં જ ને ? તો તારા પ્રશ્નનો જવાબ આપોઆપ જ મળી જાય છે ને ? સાંભળ્યું છે કે મુંબઈમાં એક રેસ્ટોરાં ખોલાયું છે એમાં નવી વાનીઓ શું પીરસશે એ જાહેરાત નથી કરી પરંતુ એક જ જાહેરાત કરી છે કે આ રેસ્ટોરાંમાં ...છોકરીઓ જ સર્વીસ કરશે...ને આ જાહેરાતે જ કહે છે કે ત્યાં પુરુષોની લાઈન લાગી ગઈ હતી. મધની પાછળ માખીઓ ટોળે વળે કે નહિ ? ફૂલ પાછળ ભમરા ફરે કે નહિ ? આ રીતનો સ્ત્રીઓનો ઉપયોગ ને આને કારણે પુરુષો અને સ્ત્રીઓમાં થતી માનસિક અસર, કે તેને લઈને થતું નૈતિક અધઃપતન એ બધું વિચાર કરતાં કરી મૂકે એવું નથી ? આ દોડમાં, સમાજ બન્નેનું પતન જ નોતરી રહ્યો છે ને એ બેના પતનમાં સમાજનું પતન નથી ? ઘણી ઓફિસોમાં પણ સુંદર પૂતળા જેવાં Receptionist રાખવામાં આવે છે એમની લાયકાત પણ એ જ અને એક જ કે સુંદર હોય, યુવાન હોય, ફૂટડી હોય, મોહક હોય ને જોનાર જોતાં જ પાણી પાણી

થઈ જાય એવી આ જમાનાની પૂતળી હોય ને જેણે કુદરતે બક્ષેલી સુંદરતા ઉપરાંત લપેડા પણ કર્યા હોય! એક મોટા ઉદ્યોગપતિએ, આવી જ એક રૂપાળી ફૂટડી છોકરીને નોકરીમાં રાખીને એનું ટેબલ એકદમ બારણામાં પ્રવેશતાં, પહેલાં જ દેખાય તેમ ગોઠવ્યું ને પોતાનું બેસવાનું સ્થળ દૂર દૂર અંદરના ખંડમાં રાખ્યું કોઈએ પૂછ્યું કે આમ કેમ? તો એણે જવાબ આપ્યો કે "Beauty at the Front door and Brain at the Back door"! જોયોને સુંદરતાનો ઉપયોગ જાણે એની માયાજાળમાં ફસાવીને ભમરાને લઈ આવવાના ને પછી પાછળ રહેલો પુરુષ એની બુદ્ધિનો ઉપયોગ કરીને ધાર્યું કામ કઢાવી લે. ઉપરાંત એ પણ અર્થ થયો ને કે સ્ત્રીમાં બુદ્ધિ નથી જ ફક્ત રૂપ જ છે ને તેનો ઉપયોગ શું કરવો, કેમ કરવો, ને ક્યારે કરવો એ બુદ્ધિ પુરુષમાં જ છે ને તે પ્રમાણે એનો ઉપયોગ યુગોથી કરતો આવ્યો છે ને કર્યા જ કરશે.

સમાજસુધારકો, અગર સ્ત્રી–ઉન્નતિના ઉપાસકો, ફાવે એટલી બૂમો મારે પરંતુ આમાં ફેરફાર થવાનો નથી જ...થોડા સમય પહેલાં મંદાનો કોલેજનો કાર્યક્રમ હતો. એમાં એ લોકોએ એક ટેબ્લો ગોઠવ્યો હતો, એ મૌન ટેબ્લોએ પણ આ બાબતમાં ઘણું ઘણું કહી દીધું હતું. ટેબ્લોનું નામ હતું "છેલ્લી ખરીદ" મોટી આલેશાન કલબનો એક હોલ દેખાડવામાં આવ્યો હતો, સુંદર કપડાંમાં સજ્જ થઈને પુરુષો આવ્યા હતા મોમાં સિગારેટ હતી, હાથમાં સિગારેટનાં ટીન હતાં, ધુમાડો ફેલાવતા, સ્ત્રીઓના ટોળાની આસપાસ કોઈ ફરતા હતા તો કોઈ પાનાનો જુગાર રમતા હતા...પાસે જ થોડી સ્ત્રીઓ છેલ્લી ફેશનની વેશભૂષા ને કેશભૂષા કરીને અને શણગાર સજીને બેઠી હતી...બેઠી નહિ પણ પડી હતી, એ સ્ત્રીઓ મા, બેન દીકરી, ગૃહિણી કે ખાનદાન કુળની કુળવધૂ કરતાં સાર્વજનિક માલિકીની હોય એવું જ કંઈક

લાગતું હતું...છતાં યે હતી તો કોઇને કોઇની પત્નીઓ જ ને દૂર એક ખૂણામાં બે સામાજિક કાર્યકર્તા બહેનો, સાદાઇમાં શોભતાં હતાં. એમને પેલા પુરુષો જાણે કે કહી રહ્યા હતા કે જુઓ... સમાજનો ઉત્કર્ષ ઇચ્છતાં સેવાભાવી બહેનો, જુઓ જુઓ આ અનારી છેલ્લી ખરીદી...જોઇ લીધો આ શણગારની પૂતળીઓને ..તમે ફાવે એટલો પ્રયત્ન કરો, સમાનતાની વાતો કરો, ઉત્કર્ષની ડીંગો મારો, નારી નારાયણી છે એવાં સૂત્રો રટેના ઝૂડો પરંતુ અમારે મન તો એ કંઇ જ નથી, ફક્ત કેદી છે. અમારા હાથમાં એ કઠપૂતળીઓ છે...કેદમાં એમને કોઇ નાખતું નથી. જાતે જ આવે છે, માછલું જાળમાં આવે તેમ...આ ધનલોલુપ નારી... ખુશીથી–આનંદથી અમારી બેડીઓ સ્વીકારી લે છે, ને બદલામાં એમનાં રૂપયૌવનને અમારે ચરણે ધરે છે.

કેદી જકડાય છે લોઢાની બેડીમાં ને આ, નારીઓ જકડાય છે હીરા, મોતી ને સોનાની બેડીઓમાં...ફેર ધાતુનો જ છે બીજો કંઇ જ નહિ...કેદીને તો પેલી બેડી ડંખે છે ને એને તોડવાને મહેનત કરે છે, પરંતુ આ તો એને વધારે જ વળગી રહેવા માગે છે જુઓ, નજરે જુઓ ને સમજી લીયો કે જ્યાં સુધી સ્ત્રી પોતે જ જાગૃત નહિ થાય, એનામાં સ્વમાન નહિ જાગે, જ્યાં સુધી આ ધનદોલત નાણાં–મોતીમાણેકના લાલચથી પર નહિ થાય...એશઆરામની જિન્દગી માટે વલખાં મારતી બંધ નહિ થાય, જ્યાં સુધી સાદાઇનાં સુખને સંતોષ નહિ માને, સદ્‌ગુણોને સદ્‌ચરિત્રને જીવનમાં મુખ્ય સ્થાન નહિ આપે ને જ્યાં સુધી વિલાસને વિકાસ માનશે ત્યાં સુધી એને અમે અમારી આ ટચલી આંગળીના ટેરવા પર નચાવી શકીશું ને કઠપૂતળીઓ જેમ એ અમારા દોરીસંચારે અમારા ઇશારે નાચશે જ...તમારા જેવાના કહેવાથી કદાચ કોઇ આમાંથી સહેજ પણ ઊંચીનીચી થશે તો એને એકાદ વધારે

બેડી પહેરાવી દઇશું ને એ પાછી આનંદમા ગરકાવ બની જશે... બેડી જોઈ જોઈને રાચશે અમારા ઇશારા ઉપર નાચશે.. અને તમારા સદ્‌વચનો બહેરા કાન પર જ અથડાયા કરશે થોડીવારે પુરુષો આગળ આવ્યા–એમણે એકેક નારીને પોતાનો હાથ આપ્યો એ નારીઓએ તત્પરતાથી એ હાથમા પોતાનો હાથ વીંટાળ્યો ને પેલી સમાજસેવિકાઓ તરફ મોં મચકોડીને...પેલા છેલબટાઉ સાથે હાથમા હાથ નાખીને ચાલી ગઈ ..ને જતા જતાં પુરુષોએ વિજેતા જેમ સૌ પર એવી નજર નાખી કે જોઈ લાયો... આ અમારી છેલ્લી ખરીદ

બન્ને સમાજસેવિકાઓના ઊંડા નિસાસા સંભળાયા ને પડદો પડ્યો ને તાળીઓનો ગડગડાટ થયો પરંતુ હુ તાળી ન પાડી શકી–મારાથી પણ પેલી બે બહેનો જેમ ..ઊંડો નિસાસો જ નખાઈ ગયો .

આ ચિત્રમાં અતિશયોક્તિ હોઈ શકે છે અગર તો સમાજના એક નાનાવર્ગનું આ ચિત્ર છે એમ પણ આપણે માની લઈએ તોયે એ ચિત્ર ભારે બિહામણુ છે તેના તો તારાથી પણ ના નહી કહી શકાય ને ?

કેટલી આડી વાતે હું ચડી ગઈ ! ટૂંકમા હુ કહેવા એ માગુ છુ કે આ જાતનો નારીના દેહનો ઉપયોગ થતો અટકવો જોઈએ. હમણાં એક નવો જ પવન ફૂંકાયો છે ને તે છે ફેશન પરેડનો...પોતે પોતાના માલના પ્રચાર અર્થે સ્ત્રીઓને શણગારે છે, ને અભિનય કરતી, અંગ મરોડ કરતી જનતા સમક્ષ એમને ધન્વામાં આવે છે, ને જનતા એમને અને એમના ઠાઠને જોઇને તાળીઓ પાડે છે ને એ પ્રદર્શની જીવતાં પૂતળીઓ એમા આનંદ માને છે આ પ્રદર્શનમાં પણ સુંદરતાને જ પ્રાધાન્ય આપવામાં આવે છે એ કહેવાની જરૂર તો નથી ને ?

પ્રગતિના નામે આંધળુકિયાં મેટ મૂકતા સમાજમાં એક બીજો, પરંતુ આથીયે વધારે ભયંકર રોગ ઘુસી ગયો છે ને તે છે "મિસ મુમ્બાઈ," "મિસ ઇન્ડીયા"ની પસંદગીનો. આમાં સ્ત્રીઓના રૂપનું-દેહનુ એના દરેક દરેક અંગ-ઉપાંગનું ખુલ્લામાં ખુલ્લું પ્રદર્શન છડેચોક કરવામાં આવે છે. શરીર ઢાંકયું લાગે છતાંયે ખૂબ જ લલચાવનારું લાગે એટલું બધું ઉઘાડું રહે તેવાં જ કપડાં આ પ્રદર્શનમાં ઊતરનારને પહેરવાનાં હોય છે, તેવાં તંગ ને નહિવત જ કપડાં પહેરીને હજારોની મેદની સમક્ષ એ આવીને ઊભી રહે છે, નફ્ફટ બનીને પોતાની જાતનું પ્રદર્શન કરે છે, ને એ હજારો લોલુપતા ભરી આંખો એ નારીના દેહ પર ભૂખી નજરે તાકી રહે છે. જોવામાં કંઇ કચાશ ન રહી જાય. તે ખાતર એમના દેહ પર...પૂરજોશમાં પ્રકાશ ફેંકવામાં આવે છે ને પછી એ જ અવસ્થામાં, એ શરમ મૂકીને બજારૂ ઓરત જેમ પરેડ કરે છે. અરે એવી ઓરતો પણ ઘરની મર્યાદા બાંધે છે ત્યારે આ તો ...ખુલ્લે આમ, જાતનું પ્રદર્શન કરે છે, ને લોકો એને પ્રગતિ કહીને વધાવી લે છે, ને સૌથી વધારે સુંદર લાગતી સુંદરીને "તાજ" પહેરાવી દે છે...આ જાતની હરીફાઈઓમાં શું પ્રગતિ છે તે મને તો સમજાતું નથી. મારા મને તો આવી હરીફાઈઓ નારીસમાજ માટે કલંકરૂપ છે ને આખા સમાજ માટે લાંછનરૂપ છે. આવી હરીફાઈઓ ને આવા ઉઘાડા દેહનાં પ્રદર્શનો જેટલાં વહેલાં બંધ થાય એટલું આપણા માટે ને સમાજ માટે હિતકર છે.

બીજા દેશની આંધળુકિયા નકલ કરનારા આપણે કયાં જઈ રહ્યા છીએ એ તો જુઓ! આપણી સંસ્કૃતિ, આપણું ઘડતર, એ બધાનું શું આમ લિલામ જ થવાનું છે? આવી જાતનાં પ્રદર્શનો, આવી હરીફાઈઓ આપણા સમાજમાંથી જેટલાં વહેલાં જાય

તેટલું સમાજનું કલ્યાણ છે. સ્ત્રી એના ગૌરવભર્યા સ્થાને પાછી સ્થાપિત થાય, એના દેહ ને રૂપની નહિ પણ ગુણનો પુજા થાય... સુંદરતાની નહિ પણ બુદ્ધિની કદર થાય, એ વિલાસનું રમકડું નહિ પરંતુ દરેક રીતે સમાન મનાય...ત્યારે ને તો જ સમાજ ઊંચો આવશે. નહિ તો આજે ઝડપભેર ઊતરી રહેલો સમાજ ક્યાં જઈને અટકશે તે કહેવું મુશ્કેલ છે. આવા મીઠા ઝેરનો વધુ પ્રચાર થાય તે પહેલાં આપણે સજાગ બનીએ, અને આપણે ક્યાં જઈ રહ્યાં છીએ તે સહેજ થોભીને, વિચારીએ તો સારું.

પત્ર બહુ લાંબો થઈ ગયો તે જાણું છું પણ આ વાત ટૂંકમાં પતે એવી નહોતી તેથી લાચારીથી આટલું લંબાણ કરવું પડ્યું છે. આશા છે કે વાંચતાં કંટાળો તો નહિ આવે. તારો મત જાણવા આતુર છું. મંદાને તારો પત્ર મળ્યો છે એ તને બે ચાર દહાડામાં પત્ર લખશે એમ કહેતી હતી.

એ જ લિ૰ તારી બહેન કુમુદનાં વંદન.

## પત્ર ૧૨ મો

પ્રિય સુધાબેન,

ઘણા વખતે તારો કાગળ મળ્યો, અને પુસ્તક પણ મળ્યું. પુસ્તક ઉપરથી તો મજાનું લાગે છે, અંદરથી કેવું છે તે તો વાચીને પછી જ લખું ને ! કે સારું જ છે એમ વગર વાચ્યે જ મત આપી દઉં ! નવલકથા પણ થોડા વખતમાં તૈયાર થઈ જશે એમ લખે છે તે જાણ્યું. તું તો ભાઈ થોકબંધ માલની વેપારી બની ગઈ છે. લખ, ખૂબ ખૂબ લખ ને ખૂબ ખૂબ કીર્તિ મેળવ.

સરયુને તારે ત્યાં ખૂબ મજા પડી. તારું નવું ઘર જોઈ ગઈ. એ કહે છે કે માસીએ બધું છેલ્લામાં છેલ્લી ઢબનું વસાવ્યું છે.ને તેં શું શું વસાવ્યું છે ને ઘર કેવું શણગાર્યું છે તેનું વિગતવાર વર્ણન કર્યું ને સાથે ઉમેર્યું પણ ખરું કે બા આપણે પણ એવું કરાવીએ તો? આ તો બહુ જ જુનવાણી લાગે છે, ને મેં એને કહ્યું કે દીકરી મારી ! યાદ રાખજે કે ' લાંબા સાથે ટૂંકો જાય તો મરે નહિ ને માંદો થાય.' માસીબાને ત્યાં તો માસાને ધૂમ કમાણી છે, ને માસીબાને પુસ્તકની ખાસી રોયલ્ટી આવે છે. ઉપરાંત માસીબા લેખો લખીને, રેડિયો પર નાટક ભજવીને, પણ ખૂબ કમાય છે, ને ખાનાર છે ઈને, ત્રીન ને સાડેતીન. માસા, માસી અને અર્ચના, ને આપણે તો એક કમાય છે ને પાંચ ખાનારાં છીએ ને બધાને હજી ઠેકાણે પાડવાં બાકી છે માટે કોઈના મહેલ જોઈ ને ઝૂંપડાં બાળી નાખવાનો વિચાર ન કરીએ દીકરી ! ને પછેડી પ્રમાણે સોડ તાણીએ. એવાં સ્વપ્ન પણ સેવવાં ખોટાં છે. એવાં મીઠાં સ્વપ્ન વગર કારણે જિન્દગીની કડવાશમાં જ ઉમેરો કરે છે માટે આપણે તો ભાઈ છીએ તે જ ઠીક છીએ,

ને આપણા ઘરમાં પણ બધું છે તે જ ઠીક છે. મારો આવો જવાબ સાંભળીને સરયુ તો ચાલી ગઈ પરંતુ મારા મનમાં જાગેલા વિચારો ન ગયા. મને થયું કે આ બધી દોડ શા માટે છે? સુખ માટે? કે દેખાદેખી માટે? આ બધા ઠાઠ કે શણગારની શું ખરેખર જીવન માટે જરૂર જ છે કે ફક્ત આડંબર ને ઠેરો જ છે? આવા અનેક વિચારો આવવા લાગ્યા ને એકવાર વિચારો માનસપટનો કબ્જો લઈ લે પછી સહેલાઈથી હઠે ખરા?

આપણા જીવનમાં ઉત્તરોત્તર પરિગ્રહ વધતો જ રહ્યો છે. સાદા જીવનમાંથી આપણે ખર્ચાળ જીવન તરફ જ ધસી રહ્યાં છીએ... અને પરિગ્રહની વૃદ્ધિને જ આજે તો જાણે સુધારો માની રહ્યા છીએ.

આપણી સંસ્કૃતિ, આપણો ધર્મ એક વાત કહે છે ને આપણું આચરણ કંઈક જુદું જ બતાવે છે. સાધારણ રીતે, આપણે ધાર્મિક વૃત્તિનાં ગણાઈએ છીએ. દેવદર્શને જવું, વ્રત–ઉપવાસ કરવા ને કથા શ્રવણ કરવી એ આપણો સાધારણ રીતે નિત્યક્રમ હોય છે. ધાર્મિક કથાઓનું શ્રવણ કરીએ છીએ એમાં આપણને સમજાવવા માટે રૂપકો આવે છે, એવું એક રૂપક છે "બાવાની લંગોટી." એ બાવો બની ગયો, સંસાર ત્યાગી દીધો, સર્વસ્વ ત્યાગ્યું ફક્ત એક લંગોટી જ શરીર પર ધારણ કરી, પરંતુ એ એક લંગોટી તો એનો સંસાર વધારનારી થઈ પડી તે વાતો તો આપણને સૌને વિદિત છે જ. લંગોટીને ઉંદર કાપવા લાગ્યા તેથી ઉંદર ભગાડવા બિલ્લી પાળવી પડી, બિલ્લી ભૂખી થાય, એને પીવા દૂધ જોઈએ...તે દૂધ માટે ગાય આવી...ગાય ભૂખી થાય, એને ખાવા ઘાસ જોઈએ...એના માટે ખેતર આવ્યાં ...ગાયનું દૂધ કાઢવું જોઈએ, એની પળોજણ કરવી જોઈએ તે ખાતર ભરવાડ આવ્યો. આમ લાંબી વણજાર ચાલી....ને લંગોટીએ તો પાછો આખો સંસાર ઊભો કરી દીધો.

આ વાતો આપણે સાંભળીએ છીએ. થોડી ક્ષણ પૂરતી સમજીએ પણ છીએ, સાચી પણ લાગે છે, ને એનો અર્થ સમજીને માથાં પણ ડોલાવીએ છીએ પરંતુ ક્ષણ વાર જ...પાછા તો હતા ત્યાંને ત્યાં જ. એ ઉપદેશ રહી જાય છે, મંદિરમાં, ને દેવળોમાં ને આપણે રહી જઈએ છીએ કોરાં ને કોરાં જ..." કથા સુણી સુણી ફૂટયા કાન તોયે ન આવ્યું બ્રહ્મજ્ઞાન!" એવું જ આપણું તો થાય છે. બ્રહ્મજ્ઞાનની વાત તો જવા જ દઈએ સાધારણ જ્ઞાનથીયે આપણે તો છેટું રહી જાય છે.

આપણો ધર્મ કહે છે, ધર્માધિકારીઓ કહે છે, માટે કરવું, એમ કહીશ તો કદાચ તારા જેવી સુધારાવાદી મત ધરાવનારી બહેનોને નહિ રુચે, કારણ કે આજકાલ ધર્મ શબ્દ પર સુગ થઈ ગઇ લાગે છે અગર તો સુગ દેખાડવાની ફેશન ગણાણી લાગે છે માટે ધર્મ કહે છે માટે નહિ, ધર્માધિકારીઓ કહે છે માટે નહિ, ઋષિમુનિઓ મનુષ્ય સ્વભાવ પારખીને આવી ઉપદેશાત્મક વાતો આપણા લાભાર્થે કહી ગયા છે માટે નહિ, પરંતુ આ યુગની આ માંગ છે માટે આ દિશામાં વિચાર કરો તો સારું એમ કહું તો તો વિચાર કરવામાં કોઈને વાંધો નહિ આવે ને ?

આપણે રોજ ઊઠીને બૂમો મારીએ છીએ કે મોંઘવારી અનહદ છે કેમે કરતાં પૂરું થતું નથી. તાણીને તૂટી મરો તોયે બે છેડા ભેગા થતા નથી છોકરાઓને ફળ-ફૂલ તો શું સારાં ઘી-દૂધ પણ આપી શકતાં નથી, ભીંસમા ભીંસાઈ રહ્યાં છીએ છતાંયે આપણો પરિગ્રહ ને આપણી માંગ જરાયે ઘટતી નથી. આગમાં ઘી નાંખો તો ભડકો જ થાય...તેમ પરિગ્રહને જેમ વધારો તેમ તો એ વધતો જ જાય છે.

અર્થશાસ્ત્રીઓ કહે છે કે જેમ જરૂરિયાતો વધુ ઊભી કરો તેમ માલ વધુ બનશે. પહેલાં માંગ ઊભી કરો ને પછી પૂરવઠો

મળી રહેશે. આ સિદ્ધાંત અર્થશાસ્ત્રીઓ માટે, ઉદ્યોગો માટે કદાચ બરોબર હશે, પરંતુ વ્યક્તિ માટે તો નકામો જ છે. વ્યક્તિ માટે તો માંગ ઘટાડે ને સંતોષ રાખે તો જ સુખ છે, જેમ જરૂરિયાત ઓછી તેમ સુખ ને શાન્તિ વધારે.

એક વખતે આપણે જમીન પર સૂતાં, આજે પણ ઘણા ભલભલા મહાશ્રીઓનાં ઘરોમાં એક ચટાઈ ને તકિયાથી કામ ચલાવે છે, પરંતુ આપણે તો બન્યા ફેશનવાળા, ને શોખીન. આપણે ગાદલાં તો જોઈએ જ, ગાદલાં સાથે ગાલમસૂરિયાં પણ જોઈએ જ. ને ગાદલાં આવ્યાં તો એના માટે ખાટલા ચા માટે નહિ ?

ખાટલામાંથી ઢોલિયા થયા ને ઢોલિયામાંથી પલંગ થયા, સાદા પલંગનાં લાકડાં કોમળ શરીરને કઠણ લાગ્યાં ને સ્પ્રીંગવાળા પલંગ થયા. પાટીવાળા ખાટલા મજાના પોચા હતા, છતાંયે એ જૂનવાણી લાગ્યા ને હાંકી કાઢ્યા....પાટી ધોઈ શકાતી, સ્વચ્છ રહેતી, ને દેશનો ઉદ્યોગ–ઘરગથ્થુ ઉદ્યોગ હતો છતાંયે એ ગયા. પાટી ગઈ, ઢોલિયા ગયા—નવા પલંગને નવી સ્પ્રીંગ આવી...ને પછી તો પલંગમાં પણ જાતજાતના ઘાટઘૂટ આવ્યા....નીત નવી ડિઝાઈન ને નવી માંગ,...ઉપર ડનલોપીલોનાં ગાદલાં આવ્યાં. ને પલંગ સાથે જ પુસ્તકો રહે તેવી અભરાઈઓ કે કબાટ ગોઠવાયાં ....ને પલંગમાં પડ્યા જ આ—નાસ્તો થઈ શકે તેવી સગવડતા કરી ને એશઆરામ ને આળસમાં ઉમેરો કર્યો.

સૂવાનો વંશવેલો વધ્યો તેમ ખાવાપીવાનો વંશવેલો પણ પૂરજોશમાં વધવા લાગ્યો છે. ફેમીલી પ્લેનીંગ જેમ આનું પણ પ્લેનીંગ કરવાની મને તો ખૂબ જ જરૂર લાગે છે. અમુક વાનીઓથી વધારે પિરસાવી જોઈએ નહિ જ તેવા નિયમનની ખરેખર જરૂર લાગે છે. આજે તો વાનીઓની લંગાર લાગી છે. સાદા ને પુષ્ટિકારક ભોજનમાંથી નીકળીને સાત ભાતની, જીભને ચટાકા લગાડનારી

પરંતુ શરીરને તો નુકસાન જ કરનારી વાનીઓમાં આપણે ભીતરી પડયા છીએ જમણવારમાં એક જ મીઠાઈ કરતા ત્યાં આજે બેથી ચાર જાતની મીઠાઈઓ પિરસાય છે. ફરસાણ એકાદું કરતા પરંતુ આજે તો ત્રણ ચાર ફરસાણ તો જાણે સાધારણ થઈ પડયાં છે. આપણા બાપદાદાની વારીમાં બાર મહિનાના બે જાતનાં અથાણાં થતાં, ગળ્યાં ને ખાટાં ..જમવામા તે જ કાઢતા. કાચાં કોરાનાં તો નામ નહોતાં પણ આજ? આજે તો કાચા કોરા–નાં તો મોટા થાળ ભરાય છે ને અથાણા યે જાતજાત ને ભાતભાતનાં દેખાય છે, એમાં સ્વાદ છે કે નહિ તે વાત અસ્થાને છે. ખાનાર એટલું ખાઈ શકે છે કે નહિ તે વિચારવાની જરૂર નથી, પરંતુ બધા કરે છે માટે કરવું એ વિચાર જ પ્રાધાન્ય ભોગવે છે કોઈ એટલું ખાતું નથી, ખાવા ધારે તોયે ખાઈ શકતું નથી ને અંતે બગાડો જ થાય છે, દુર્ગંધ જ થાય છે છતાંપિ વણજાર લંબાતી જ જાય છે

જેમ વાનીઓનો વંશવેલો વધ્યો છે-તેમ ખાવાની રીતમાં પણ વધ્યો છે" પહેલા ના આપણે નીચે જમીન પર બેસીને જમી લેતા. પછી પાટલા આવ્યા. 'પછી બાજોઠ આવ્યા ત્યાં સુધી તો ઠીક હતું, પરંતુ હવે તો જમવા માટે ટેબલ-ખુરશી જ જોઈએ એના વિના ન જ ચાલે

આજ કાલના કબૂતરના માળા જેવા ખોબલા જેવા ઘરમાં ને પેટીઓ જેવી ઓરડીમાં પણ આ પળોજણ તો જોઈએ જ. દેરાસરમાં દેવ માય નહિ પણ પૂજારા તો જોઈએ જ. માણસને સંકડાશ પડે તે ચાલે પણ ટેબલ-ખુરશી વિના તો ન જ ચાલે. એના ઉપર જમીએ કે ન જમીએ પરંતુ એ ન હોય તો બેક, નંબરમાં ખપી જવાય ને?

ટેબલ આવ્યાં એટલે ટેબલ પરના શણગાર આવ્યા ને આવા ટેબલ પર તે શું પિત્તળની થાળીઓમાં જમાય? નહિ જ, એના માટે જોઈએ કાચની પ્લેટોની વણજાર. અગર તો આપણા ચાંદીના થાળ

ને એ ન પોસાય તો સ્ટેનલેસ સ્ટીલ તો જોઈએ જ જોઈએ. રસોઈમાં પણ એ જ તપેલાં જોઈએ, પછી ભલેને એમાં દૂધ નીચે દૃણાઈ જાય, કે શાક નીચે બળી જાય, કે ચમચા ગરમ થઈ જઈ ને હાથ દાઝી જાય...પણ શોભે તો એ જ ..જીવડો તો જાય પણ રગડો તો રહે ને !!

આપણે જેમ સાદાઈથી રસોડા પાસે બેસીને જમી લેતાં, તેમ ચા-પાણી પણ સાદાઈથી એક કપમાં પી લેતાં...પરંતુ હવે ! હવે તો ચાની પણ મોટી ક્રિયા થઈ પડી છે. પહેલાં તો ચાનો કપ હાથમાં લાવીને દઈ દેતાં કે ગરમ લાગે તો થાળીમાં બહાર લાવતા પરંતુ હવે એવી અસભ્ય રીત ચાલે ખરી ! ચા ટ્રેમાં જ આવવી જોઈએ ને તે જૂનવાણી રીતે કપ ભરીને નહિ જ. એની સાથે જોઈ એ. ટિપોટ, સ્યુગરપોટ, મિલ્કપોટની વણજાર. સાદી રીતે ચા પીવાતી ત્યારે એક કપ-રકાબી જ જગડતાં પરંતુ અત્યારે ? પીનાર એક હોય પણ વાસણનો ઢગલો થાય-ટિપોટ, સ્યુગરપોટ, મિલ્કપોટ, ટ્રે, કપ-રકાબીઓ ચમચા-ચમચી ને ગળણીની ખાસી મજાની વણજાર ઊભી થાય છે. પેટ ચોળીને પીડા ઊભી કરી છે ને ! હાથે કરીને કામ વધાર્યું છે ને હાથ-ચોય વોરી લીધી છે ને ?

કામ વધાર્યું ને પછી તે કામ કરવા માણસો વધાર્યા, ને એ માણસો માને નહિ તેથી મગજની શાન્તિ ગુમાવી, ટેન્શન વધાયું ને મગજનું ટેન્શન વધતા મગજ પર માઠી અસર થઈ ને પરિણામે ઊંઘ ઘટી....પછી પેલા સ્પ્રીંગવાળા ઝૂલા જેવા પલંગ...ને પોચા ડનલોપીલો પણ શું કરે ! ઊંઘ ગઈ ને સાથે ભૂખ પણ ગઈ. પછી તો ઊંઘવા માટે ગોળીઓ ને ભૂખ લગાડવાની ગોળીઓ...પછી ખાધેલું પાચન કરવાની ગોળીઓ. બોલ છે ને ?..ખાવાની બંગોટી જેવો જ ઘાટ ? કે નેે અભિમન્યુનો ચક્રાવો છે, જેમાં ઘૂસવું સહેલું છે પણ એમાંથી સાજા સારા ને જીવતા જાગતા બહાર નીકળવું અઘરું છે.

ખાવા-પીવા સાથે, ઓઢવા-પહેરવાનો પણ વાંસવેલો વધતો જ ચાલ્યો છે. આપણી દાદીઓ પાસે વરસોની, બે ચાર, ભારે સાડીઓ રહેતી એમાં એમની આખી જિન્દગી નીકળી જતી. એમની જ શા માટે! એ સાડીઓ એ દીકરીને પણ દેતાં ને. આજે? સાડીઓનું લંગર લાગે છે. જાત જાતની ને ભાત ભાતની. પરિણામે ક્યારે કઈ પહેરવી એ વિચાર કરવામાં જ કેટલો વખત વીતી જાય છે.

ઝીણાં વસ્ત્રો પરિધાન કરે તેથી નીચેનો પેટીકોટ પણ એ જ રંગનો અને રેશમી જોઈએ જ; ઉપરાંત એ સાડીમાં મેચ થતું; મેળ ખાતું બ્લાઉઝ પણ જોઈએ જ ને આથીયે એક ડગલું આગળ વધનારી, બંગડીઓ, બુટ્ટીઓ, પર્સ અને સેન્ડલનો રંગ પણ એને જ મળતો લે છે. કલ્પના તો કર આ સંગોટીની વણજારમાં કેટલાં કપડાં, કેટલી વિટંબણા ને કેટલું ગુંચવાડાભર્યું ઉભું કરી મૂક્યું છે?

આ જ દશા છે ઘરમાંના ફરનીચરની. જરૂરિયાત વિના પણ ફેશનની ખાતર ફરનીચરની પણ લંગાર ઊભી કરીએ છીએ. ફેશન શબ્દે જ આપણને ભાન ભુલાવી દીધું છે. બીજા કરે માટે કરવું, આજકાલ આવું જ ચાલે છે માટે કરવું, દેખાદેખીથી કરવું, આપણને ગમે ન ગમે તો પણ કરવું આ તે કઈ જાતનું આપણું માનસ થઈ ગયું છે? ભલાભાઈ મારીને મુસલમાન શા માટે થવું! કોઈ કૂવામાં પડે તો આપણે પણ પડવું! આપણાં કાળજાં ઠેકાણે નથી! બુદ્ધિએ સાવ દેવાળું કાઢ્યું છે કે ગાડરિયો પ્રવાહના ઘોષ સામે ઊભા રહેવાની શક્તિ ગુમાવી દીધી છે?

જો આપણે સારી રીતે જીવવું હશે, સાચા અર્થમાં સુખી થવું હશે તો આ દરેક બાબતમાં નવેસરથી વિચાર કરવો પડશે જ. અને એ વિચાર કરીશું તો જરૂર આપણને દેખાશે કે જીવનમાં

જેની જરાયે જરૂર નથી એવી ઘણી વસ્તુઓના ગંજ આપણી આસપાસ ખડકાઈ ગયા છે, આપણે કરોળિયા જેમ આપણી આસપાસ એક એવી જાળ રચવા લાગી ગયા છીએ કે જો વખતસર ચેતીને બહાર નહિ નીકળી જઈએ તો અંદર જ મરી જવાના છીએ. જો સારી રીતે જીવવું હોય, ને સુખી થવું હોય તો આમ દિશાશૂન્ય બની ખૂબ જ ઝડપે દોડી રહેલી ગાડીને બ્રેક મારવી જ પડશે ને વિચારવું જ પડશે કે આ બધું બાવાની લંગોટી જેવું તો નથી થતું ને ?

જૈનધર્મમાં એક કથા છે. એક રાજાના શરીરે અનહદ બળતરા થઈ ને વૈદે કહ્યું કે આખા શરીરે ચંદનનો લેપ લગાડો. એ સાંભળતાં જ અંતઃપુરની રાણીઓએ ઓરસિયા પર ચંદન ઘસવા માંડ્યાં ને એ ચંદન ઘસતાં હાથમાં પહેરેલાં ઘોકબંધ કંકણોનો રણકાર વધી ગયો—રણકારે ઘોંઘાટનું રૂપ લીધું ને રાજાથી એ અવાજ સહન ન થયો, તેથી રાણીઓએ એક જ કંકણ હાથમાં રાખીને બીજાં કાઢી નાંખ્યાં ને પછી ચંદન ઘસવા માંડ્યું. અવાજ બંધ થયો...રાજાને શાન્તિ વળી ને પૂછ્યું કે અવાજ શાનો હતો ? ને કેમ બંધ થયો ? જવાબ મળ્યો કે રાણીઓના હાથમાં કંકણો ઘણાં હતાં એનાથી અવાજ થયો...ઘોંઘાટ થયો, શાન્તિ હણાણી...ને એક જ રહ્યું કે શાન્તિ પાછી આવી...આ જવાબે રાજાને ઊંડા વિચારમાં ગરકાવ કરી દીધા. થયું કે બહુમાં ઉપાધિ, ઘોંઘાટ, ને અશાન્તિ. ને એક ત્યાં જ શાન્તિ, ઓછું ત્યાં જ શાન્તિ. એ વિચારે ચડતાં ચડતાં...આત્માના વિચારે ચડી ગયા ને એ હળુકર્મી જીવે ભવબંધનના ફેરા ઘડીવારમાં ઘટાડી દીધા...આપણે એવા હળુકર્મી તો નથી જ...આપણે ભવબંધનના ફેરાની વાત તો જવા દઈએ.. પણ આ ભવનો ફેરો સુધરે એટલું તો કરીએ...બહુ ત્યાં ઉપાધિ છે... ને થોડું ત્યાં જ સુખ છે એટલું સમજીએ તો યે ઘણું.

આ કાળે એક કમાય ને બીજાં બે બેઠાં બેઠાં ખાય તે જેમ પોસાવાનું નથી તેવું જ આ કાળે આવક થોડી ને ખર્ચ ઘણું એ પણ પોસાવાનું નથી જ. વધાર કમાવાની, જેટલી જરૂર છે તેટલી જ...બલ્કે તેથીયે વધારે જરૂર છે બીન ઉપયોગી લગોટીના ડુંગરને કાપી નાંખવાની આવક ને જાવક એ બેના મેળ બેસાડતા તો નેવનાં પાણી મોભે ચડે છે, આંખો ઊંડે જાય છે, ભૂખ ને ઊંઘ બેય ઊડી જાય છે ને જીવનમાં શાન્તિ મળતી નથી તો પછી આ આંધળી દોટ શા માટે?

જીવનમાં સૌને સુખ જોઈએ છે, શાન્તિ જોઈએ છે પરંતુ જે દિશામાં એ સુખ ને શાન્તિ છે તે દિશાથી ઊલટી જ દિશામાં મોં ફેરવીને આપણે દોટ મૂકી છે. પછી સુખ ને શાન્તિની આશા રાખવી એ ઝાંઝવાનાં જળ સમી જ છે ને?

ફેશનની ધૂનમાં એ પણ ભૂલી જાય છે કે કઈ ઉંમરે કેવું શોભે! ખખડી ગયેલા, ડોસા-ડોસી જેવા દેખાતાને પણ જ્યારે શણગાર કરતા, છેલ્લામાં છેલ્લી ઢબનાં કપડાં પહેરતાં, ને ઠઠેરા કરતા જોઉં છું ત્યારે મારું મન બોલી ઊઠે છે કે છાજતું હોય તે છાજે. ગધેડા ઉપર કંઈ નોબત બાજે? છતાંયે એ બજાવે છે ને ડાહ્યા ને સમજુ માણસોને હસવાનું સાધન પૂરું પાડે છે...શોભતું પહેરાય, સાંપડતું નહિ 'ઘરડી ગાને ટોકરા હોય નહિ ને ઘરડી ઘોડીને લાલ લગામ ..શોભે નહિ એટલું સમજે તોયે ઘણું..

સદ્‌ભાગ્યે આપણા સમાજમાં એવા પણ છે કે જેમણે બહારની ટાપટીપના કદીયે પરવા કરી નથી. જે જાતના પવન ફૂંકાય તે દિશામાં ઝુકી પડ્યા નથી ને, ફેશન જોઈને વેશભૂષા-કેશભૂષા કરી નથી,.શોભતું જ પહેર્યું છે ને સાદાઈમાં રહ્યા છે. સાદા જીવનમાં ને ઊંચા વિચારમાં માનનારા છે, ને આવા માટે માન

થાય છે. આશા રાખીએ કે આવાના સંઝનો રંગ બીજાને લાગશે ને...સમઃજનો રંગ આજે જે ઉપટી રહ્યો છે તે :મૂળરૂપે દેખાશે.

ઘડિયાળમાં આજ ક્ષણે બારના ટકોરા થાય છે, હવે લખવાનું બંધ કરું છું. ઘડિયાળના ટકોરા થતાં મારું ધ્યાન ઘડિયાળ તરફ ગયું એનું લોલક આકુળવ્યાકુળ થઈને આમથી તેમ શા માટે ફરે છે ? એને શું કહેવું છે ? સમય જાય છે, ચેતો ચેતો....ચેતો એ...મ !

અતુલ પૂછે છે કે માસીબા મને મળવા ક્યારે આવે છે ! એને નોકરી મળી ગઈ છે....પહેલી તારીખથી કામ શરૂ કરી દેશે....તારી અર્ચના હવે તો ભણી રહી છે. એનાં લગ્ન ક્યારે કરવાં છે ? સરયુ માટે એક જગ્યાએ લગભગ નક્કી થયું છે પાકું થયે તને ખબર આપીશ.

એ જ. લિ. તારી બેન કુમુદનાં સ્નેહસ્મરણો

## પત્ર ૧૩ મો

પ્રિય સુધાબેન,

તારો પત્ર મળ્યો. "બાવાની લંગોટી" જેવું થયું છે તેમ તો તું પણ માને છે ને ? જેમ ઊંઘ ને આહાર વધાર્યાં વધે ને ઘટાડ્યા ઘટે તેવું જ આ પરિગ્રહનું પણ છે. વધારતા જાઓ તો વધતો જ જાય પરંતુ જો એકવાર નિર્ણય કરો કે બીજા ભલે ગમે તે કરે...પરંતુ હું તો જોઈએ તે કરતાં વધારો નથી જ કરવાની, તો એ આપોઆપ સુકાયેલા કપડા પરથી રેતી સરી પડે તેમ સરી જ પડવાનાં, ને એકવાર એ ભાર જો ફેંકાઈ જાય તો તો જો મઝા...ને આનંદ ! હલકાં ફૂલ થઈને આપણે નિરાંતે જીવી શકવાનાં એમાં જરાયે શંકા નથી હવે તારા પત્રની મુખ્ય વાતનો જવાબ આપું.

છાપામાં તે મારો ફોટો જોયો અને એ વિષે ટીકા પણ કરી. ટીકાથી મને જરાયે દુઃખ થયુ નથી, ઊલટાનું સુખ થયું છે અને, સુખ એટલા માટે કે એ બહાને, મારે જે કહેવું છે તે કહેવાની તેં તક આપી છે.

અમારી નવી શાળાનું ઉદ્‌ઘાટન થયું તે વખતે એ ફોટો લેવાયો ને એ શાળા ઊભી કરવામાં મારો હાથ વધુ હતો તેથી એ સંસ્થાના વર્ણન સાથે મારો ફોટો મૂકવા, એ છાપાવાળાએ ખાસ આગ્રહ રાખ્યો ને એ રીતે એ ફોટો પ્રગટ થયો...તું લખે છે તેમ કીર્તિનો મોહ થઈ ગયો છે માટે નહિ.

તારી બીજી ફરિયાદ એ છે કે "ફોટો આપવાનો મોહ ન તજી શકી તે સમજી શકાય છે પરંતુ જો ફોટો આપવો જ હતો, તો

બાનું ઘરડું મોં લાગે છે તેવો ફોટો કેમ આપ્યો? ઘરમાં બીજો ફોટો નહોતો!" આનો જવાબ એ છે કે...ઘરમાં બીજા ફોટા હતા અને છે, પરંતુ એ જ ફોટો મેં આપ્યો. તે પણ જાણી સમજી-બૂઝીને અને ખૂબ વિચાર કરીને આપ્યો છે.

વર્ષો જતાં આપણી વય વધે જ...ને આપણે યુવાનમાંથી પ્રૌઢ થઈએ, ને પ્રૌઢમાંથી વૃદ્ધ પણ થઈએ જ. એ કુદરતનો અચળ નિયમ છે...ને તેમાં શરમાવા જેવું મને તો કશું જ લાગતું નથી. ઉમ્મરથી શરમાવું એ મારે મનથી ન સમજાય એવી વાત લાગે છે. કહે છે કે સ્ત્રીને કોર્ટમાં શપથ લેવરાવવા પહેલાં જ ઉમ્મર પૂછી લેવી નહિ તો એ બાબતમાં તો એ સત્ય કહેશે નહિ જ...આમાં મશ્કરી છે છતાંયે સત્ય પણ છે જ દરેક સ્ત્રીને અરે પુરુષને પણ...હોય એ કરતાં ૧૦ વર્ષ નાના કહો તો ખૂબ ખુશી થાય છે...વીસ વર્ષના હોય તેને કહો કે તેર જેવડા લાગો છો તો નહિ ગમે પરંતુ પચાસની આસપાસ હોય ને કહો...ચાળીસ બેંતાળીસ હશે...તો ખુશીનો પાર નથી રહેતો...ને એ ખુશાલીમાં મૂળ ઉમ્મર એ કહી દે છે...કહે છે કે..ના ભાઈ ના..મને તો એકાવનમું બેઠું ત્યારે આપણે જોર કરીને કહીએ, હોય નહિ.. કોણ કહે તમને એકાવનમું...અરે ચાળીસ બેતાળીસનાંયે નથી લાગતા ને! અને જોઈલીયો આ સાંભળીને એના મોં પરનો આનંદ!

બજારમાં નીકળે ને કોઈ ભાઈ કહે તે ગમે...પણ અરે કાકા, ક્યાં ચાલ્યા કહે ને જાણે ઝાટકો લાગે,..કહો, કાકાજી ઉમ્મર ગમે એટલી છુપાવે...પણ 'સૂરજ છીપે નહિ વાદળ છાયો!

બજારમાં હું શાક લેવા જાઉં છું ,ત્યાં કોઈ મને બ્હેન નથી કહેતું...માજી...શું જોઈએ છે એમ જ પૂછે છે...ને એ માજી શબ્દ પહેલાં પહેલાં સો મનનો ગોળી જેમ વીંધી નાખતો હતો

પરંતુ આજે એમ નથી થતું ! માજી જેટલી ઉમ્મર થાય છતાંયે કોઈ માજી કહે એ ન ગમે એ તો કેવી વાત ? બેન શબ્દમાં જેટલી મીઠાશ લાગતી એટલી મીઠાશ શું માજી શબ્દમાં નથી ? છે. જે ઉપરાંત એમાં માનની લાગણી પણ છે છતાંયે યુવાન રહેવા વલખાં મારતું મન માજી શબ્દને ધિક્કારે છે, ને ઉમ્મરને ઢાકવા નિષ્ફળ પ્રયત્નો કર્યા જ કરે છે, એવું શા માટે થાય છે ?

મને લાગે છે કે આ યુગમાં આપણે યુવાનીને જ મહત્ત્વ આપ્યું છે, બાહ્ય દેખાવ, ને રૂપ રંગને જ મહત્ત્વ આપ્યુ છે ને તે રૂપરંગ ને યુવાનીથી પુરુષોને રીઝવવા, જીતવા પ્રયત્ન કર્યો છે ને પુરુષોએ પણ એ રૂપને જ બહેકાવ્યું છે. પુરુષોની નજરે ગમી જવા...એની આંખમાં સુંદર દેખાવા, યુવાની જાળવી રાખવી જરૂરી છે ને તેથી જ એ જાળવી રાખવા માટે સતત પ્રયત્નો ચાલે છે, પરંતુ વહેતા પાણીને કોઈ બાંધી શક્યા છે ? ને બાંધે તો ગંધાઈ ઊઠે, ઘડિયાળમાંથી રેતી તો સરી જવાની જ...આયુષ્ય વીતતું જાય એમ જુવાની તો જવાની જ...માટીના પાણીના ઘડા-માથો, કાણું ન હોય તોયે, ઝમી ઝમીને પાણી જવાનું જ એમ સતત ઉપાય કરો તોયે જે જવાનું છે તે જવાનું જ છે...તો પછી એનો આટલો ઉત્પાત શા માટે ? બાળપણ, યૌવની, પ્રૌઢા-વસ્થા, વૃદ્ધાવસ્થા એ બધો કુદરતનો ક્રમ છે. યુવાની આવે તેમ જવાની જ, એને થોભાવી રાખવા પ્રયત્ન કરવો એ હવામાં બાચકા ભરવા જેવું છે. ને શા માટે કરવો ? પુરુષના આકર્ષણનું રમકડું બનવા કે પોતે અરીસામાં જુએ ત્યારે પોતે સુંદર છે એમ ખોટું મન મનવવા ? ચિરકાળ યુવાની જ રહે તે ભાવનાએ પણ આપ-ણામાં હીણપત આણ્યું છે. આપણે જે ખરાં છીએ તે દેખાવા કરતાં...જે નથી તે રહેવા ને દેખાવા ફાંફાં મારીએ છીએ ને પરિણામે સમજ્યાં ને શાણા જનોની આંખમાં વેવલા જેવાં

લાગીએ છીએ. વહી જતી યુવાનીને કોઈ રોકી શકતું નથી, રોકી શકાય નહિ...જર્જરિત દિવાલને પ્લાસ્ટર ગમે એટલાં, મારો તોયે એ દિવાલ, જર્જરિત થઈ ગઈ છે એ તો દેખાશે જ...ક્યાંઇકથી ગાબડું દેખાશે...ક્યાંકથી તિરાડ...માટે આ પ્રયત્નો ખોટા છે, હાસ્યાસ્પદ છે ને ધુમાડાના બાચકા ભરવા જેવા છે.

યુવાનીને જ માન આપનાર સમાજ ઊંધે રસ્તે જઈ રહ્યો છે. ઉમ્મર સાથે અનુભવ આવે છે ને ડહાપણ પણ આવે છે... ચીનમાં તો મોટી ઉમ્મરનાં માણસોને ખૂબ જ માન આપે છે. ત્યાં કોઈ કહે કે હું ચાળીસ વર્ષનો છું તો તુરત જવાબ મળે કે વાંધો નહિ. પાંચ વર્ષ તો જોતજોતામાં નીકળી જશે ને તું પિસ્તાળીસનો થઈ જઇશ, અર્થાત્ પાંચમાં પૂછવા ઠેકાણું બની જઈશ, ને માનપાનનો સંપૂર્ણ અધિકારી બની જઈશ!

આપણા ત્યાં પણ વૃદ્ધાવસ્થા એ ખૂબ જ માનની અધી-કારિણી હતી, ઋષિ વિશ્વામિત્ર, વશિષ્ઠ, ગુરુ દ્રોણાચાર્ય...કે ભીષ્મપિતાને જુવાન કલ્પી શકે છે? એ ભવ્ય સફેદ દાઢી, એ કરચલીવાળો જર્જરિત દેહ.. એ વિશાળ લલાટ ને જોતાં જ ચર-ણમા માથું નમાવી દેવાની ઇચ્છા થઇ જાય તેવી ભવ્ય મૂર્તિ આંખ સામે ખડી થાય છે. આ તો કોઈ ઉમ્મરમાં શરમાયા જાણ્યા નથી, કૃષ્ણ જેવા પણ એમને વંદન કરવામાં ગૌરવ અનુભવતા ને પાવન થતા.

એટલે દૂર શા માટે જઈએ? યાદ કર આપણા કવિવર ટાગોરને, યાદ કર ગાંધીજીની એ મૂર્તિને અને કસ્તુરબાને, રામ કૃષ્ણ પરમહંસ અને શારદામાને. આ કોઈને જુવાનીની અભળખા નહોતી, અને એને રોકી રાખવાનો મોહ પણ નહોતો.

આપણી સંસ્કૃતિ તો આ જ છે...પરંતુ દુર્ભાગ્યે આજે આપણે વિકૃતિ તરફ ખસી રહ્યાં છીએ, આજે આપણે પ્રેયને શ્રેય માન-

નારી બની ગયા છીએ, ને સુંદરતાની કરીફાઈમાં રાચી રહ્યાં છીએ. પશ્ચિમના વિચારોએ, આ દિશામાં આપણામાં ગજબ પલટો આણી દીધો છે, જેથી જુવાનીની જ કિંમત અંકાવા લાગી છે, ને વૃદ્ધાવસ્થા તો જાણેકે લગભગ વગોવાવા માંડી છે. સૌને નાના જ રહેવું છે ને નાના તો સદાયે રહી શકેજ નહિ તે પણ સ્વાભાવિક છે તેથી ઉપરની ટીપટાપ કરીને, મેઈકઅપ કરીને પણ જે નથી તે દેખાવા પ્રયત્ન કરે છે ને તેમ કરીને-વધતા જતાં વર્ષોને.. વધતી જતી ઉમ્મરને...સાચકર. પફ-લાલી ને રંગના થપેડા કરીને છુપાવવા નિષ્ફળ પ્રયત્નો કરે છે ને હાથે કરીને હાંસીને પાત્ર બને છે એમ હું તો માનું છું.

મોટા માણસોના ફોટા છાપામાં આવે છે ત્યારે એ જોઈને મને ઘણીવાર થાય છે એ ફોટા વીસ વર્ષ પહેલાના હશે ? શા માટે આવા ફોટા આપતા હશે ? ઉમ્મરથી શા માટે શરમાતા હશે ?

આપણું માનસ કઈ જાતનું છે ? ઘણીવાર આપણું વર્તન વિરોધાભાસ દેખાડે છે. વર્ષગાંઠ શોખથી ઉજવવી ગમે ..પણ વર્ષો શરીર પર દેખાય એ ન ગમે એ કેમ બને ? સોટ ખાવો ને ભસવું એમ શી રીતે બને ? પરણ્યાના રજતમહોત્સવ, સુવર્ણ મહોત્સવ, હીરક મહોત્સવ, ધામધૂમથી ઉજવવા માંગીએ..,પરંતુ કોઈ ઘરડા કહે એ ન ગમે ! એવું શા માટે ? પરણ્યાનો સુવર્ણ કે હીરક મહોત્સવ ઉજવવા ટાણે ફોટા લેવરાવવા ગમે ..પરંતુ છાપામાં એ ફોટો આવે એ ન ગમે એવું કેમ ? હીરક મહોત્સવ ઉજવવા ટાણે વૃદ્ધ હોય જ...છતાંયે છાપામાં એ વર્ણન સાથે જુવાનીનો ફોટો આવે ત્યારે કેટલું બેહૂદુ લાગે છે તે તુજ વિચારી જોજે।

આપણા ફોટા એ તો આપણા જીવનનું પ્રતિબિંબ છે. એકવાર અબ્રાહમ લીંકને, એક માણસને,, એનુ મો જોઈને નોકરીએ રાખવાની ના કહી...ને કહ્યું કે મને એ ' માણસનું મો

ગમતું નથી. સાથીએ જવાબ આપ્યો કે એનું મોં એવું એમાં બીચારો એ થોડો જ જવાબદાર છે ! લીકને કહ્યું કે "છે જરૂર છે ,ચાળીસ વર્ષ સુધી નહોતો, પરંતુ પછી તો એ પોતે જવાબદાર છે જ...પોતે જે જાતનું પોતાનું વ્યક્તિત્વ ઘડે છે તે જ છાપ એના મોં પર ઊઠી આવે છે જે પોતે અંદર છે તે જ મોં પર સ્પષ્ટ દેખાય છે" આ વાતને અનુરૂપ જ "ડોરીયન ગ્રે"-નું ચિત્ર યાદ આવે છે...એ વાર્તા તો જાણીતી છે ને એનું ચલચિત્ર પણ થયું છે જેવો ગંદો ને ખધો એ હતો એવા જ બધા ભાવ એના ચિત્રના મોં પર ચીળીના ફોલ્લા જેવા ખદબદી ઊઠ્યા હતા...એટલે સુધી ચિત્રનું કુત્સિત રૂપ થઈ ગયું હતું કે, પોતે જ પોતાનું ખરું પ્રતિબિંબ જોઈને કંપી ઊઠ્યો હતો

આપણે પણ આપણી જાતને ખરી સ્થિતિમા જોવા માગતા જ નથી જ્યારે એ જોવાની આપણામા પોતાનામાં હિંમત નથી હોતી તો પછી બીજાને દેખાડવાની તો હિંમત થાય જ ક્યાંથી ! અને તેથી જ આપણે જે, નથી...તે જ અર્થાત્ ખોટા સ્વરૂપમાં જ દુનિયા સમક્ષ હાજર થઈએ છીએ.

મોં પર મેઈકઅપના થથેડા કરીએ છીએ કારણ કે ખરું રૂપ જોતું નથી. અને ઉત્સવો અને સમારંભોમાં ઘોંઘાટ કરીએ છીએ કારણ કે અંતરનો અવાજ સાંભળવો નથી...શાન્તિ મળે તો એ અંદરનો અવાજ સંભળાયને ! અને એ સાંભળવો આ કળીકાળમાં પરવડે, એમ નથી, માટે એ અવાજને ડુબાડવા... ઘોંઘાટ, ધમાલ ને ધમાધમ કર્યા જ કરવાની...ને જાતને છુપાવવા વેશ લપેડા કર્યા કરવાના. કાળાં ચશ્માં, પહેરેલા માનવીના મોં પરના ભાવ આપણે વાંચી શકતા નથી...એની ખધાઈ, લુચ્ચાઈ કે ભલાઈ જાણી શકતા નથી. એ જાણવી હોય તો એને વગર ચશ્મે જ જોવો જોઈએ.

"મો તો જીવનનો અરીસો છે. એમાં તમારું ખરું પ્રતિબિંબ પડવાનું જ...જિન્દગી એનો ઇતિહાસ આપણા મુખ પર લખી જાય છે જ। એ લખાયેલા ઇતિહાસની રેખાઓ ભૂંસાડવા પ્રયત્ન કરવો...એ કરતાં એ રેખાઓ સારી ઊઠે તેમ કરવા પ્રયત્ન કરવો એ વધારે હિતાવહ છે એમ તને નથી લાગતું ?

તારી ટકોર વાંચી. તારી વાત ખરી છે. હું પણ પહેલાં યુવાનીનો ફોટો આપવા જ આતુર રહેતી પરન્તુ આજે સદ્દભાગ્યે એમ નથી. તેં જે ફોટો જોયો, ને ધક્કો લાગ્યો તે કારણે તને ન ગમ્યો તે ફોટો મેં પણ ધારીને જોયો હતો ક્ષણભર તો મને પણ ગમ્યો નહોતો, ક્યાંથી ગમે ? એમાં ઉમ્મર સ્પષ્ટ દેખાતી હતી. નાનાં છોકરાં પાટીમા આડાઅવળા લીટા કરે એમ કાળભગવાને મોં પર લીટા કરી દીધા હતા, એ જોઇને ક્ષણભર મને થયું હતું કે એને જરાક ટચ તો કરાવું જ પરંતુ એમ કરાવવા પહેલાં મેં એ ફોટોને ધારીધારીને ખૂબ બારીકાઇથી જોયો તો એમાં મોં પર જે કરચલીઓ પડી છે, તે જ ફક્ત એમાં દેખાય છે એમ નથી. એ કરચલીઓ સાથે બીજું પણ ઘણું ઘણું દેખાય છે.

આટલાં વર્ષો દરમ્યાન જીવનમાં કંઈક સુખદુઃખ વેઠ્યાં, ચઢતીપડતી જોઈ, તેને કારણે મન પર અનેક આઘાત–પ્રત્યાઘાતો થયા. અનેક સાંસારિક ગૂંચોમાંથી પસાર થઈ અને અનેક મુશ્કેલીઓની સામે હિમ્મતથી ટક્કર ઝીલી, એ બધું એમાં છે. દુઃખમાં પણ શાન્તિ ને ધીરજથી મારી સંસારનૌકાને હંકારી ગઈ છું ને અનેક વાવાઝોડા ને વંટોળીઆનો સામનો કર્યો છે. સુખના અમીઓડકારો ખાધા છે, ને સુખસંતોષ ને તૃપ્તિની ઝાંખી કરી છે, કાર્યમાં સફળતા સાંપડતાં સુખ અનુભવ્યાં છે, નિષ્ફળતા સાંપડતાં સંતાપ થયો છે, અણધારેલી જગ્યાએથી વિશ્વાસઘાત થયાના ખબર સાંભળીને દુઃખ રોષ ને ગ્લાનિ અનુભવ્યાં છે, ને અણધારેલી જગ્યાએથી મદદ મળતાં,

પ્રભુની મહેર માની ને, અંતર ઠર્યાં છે. આ અને આવા અનેક બનાવો ને ઘટનાઓને લઈને મારામાં જે ડહાપણ, મમતા, ધૈર્ય ઉદારતા અને સહનશકિત વગેરે જે કંઈ ગુણો આવ્યા છે ને જેને લઈ ને મારામાંથી અધીરાઈ કે ઉચ્છૃંખલતા ચાલ્યાં ગયાં છે, ને જેની જગ્યા ઠરેલપણાએ, ઠાવકાપણાએ લીધી છે, એ બધા જ ભાવો, એ બધા જ ગુણો, અર્થાત્ મારા જીવનની સમગ્ર મુડી, પેશ્રી કરચલીઓ પર ટચીંગ કરાવવા જઈશ તો એ કરચલીઓ સાથે એ ચાલ્યા જ જશે, ને આવી મહામૂલી મુડીને કેમ જવા દેવાય ? એ જાય તો તો મારું આખું વ્યક્તિત્વ જ નીકળી જાય ને ! અને વ્યકિતત્વ વિના ના ફોટામાં મજા શું !. આત્મા વિનાનું શરીર શા કામનું ? આ બધા વિચાર કરીને મેં મારો ફોટો હતો તે જ ને હતો તેવો જ છપાવા આપ્યો, ને એ ફોટો જોઈને મને ખરેખર સંતોષ થયો છે. થયું *છે કે જે છીએ તે જ દેખાવું એમાં જ ડહાપણ છે, શાણપણ છે,* અને ગૌરવ પણ છે.

સરયુનું લગભગ નકકી છે, હમણાં તો એકબીજાને જાણવા સમજવામાં પડ્યાં છે, જો કે એમ ઉપર ઉપરથી કોઈને સમજવું સહેલું નથી. દરિયામાં ડુબકી મારી મોતી આણવાં જેમ અઘરાં છે એમ બીજાના મનોસાગરમાં ડુબકી મારીને મનનો તાગ આણવો પણ અઘરો છે, છતાંયે એ તાગ આણવા યુવાની મથે છે ને આપણે મથવા દઈએ છીએ. અતુલ કામે લાગી ગયો છે, ને મંદા નાટક-ચેટકમાં પડી છે, જો કે ભણવામાં જરાયે બેદરકારી કરતી નથી તેથી સંતોષ છે. અર્ચનાની ઉમ્મર પણ સરયુ જેટલી ખરીને ! સરયુ તો હવે બેપગામાંથી ચાર પગી થવા ધારે છે. એણે શું ધાર્યું છે ? પત્ર લખજે ને આ વિષય પર તારા વિચાર જરૂર જણાવજે.

સિ તારી બેન કુમુદનાં સ્નેહસ્મરણ

# પત્ર ૧૪ મો

પ્રિય સુધાબેન,

તારો પત્ર મળ્યો. તું લખે છે કે જો સુંદરતામાં વધારો કરી શકાય તેવાં સાધનો મળે છે તો શા માટે એનો ઉપયોગ ન કરવો ? "એક નૂર આદમી, સો નૂર કપડાં, હજાર નૂર ટાપટીપ ને લાખ નૂર નખરાં" તારી વાત ખરી છે, અને એટલે જ તો આ યુગને હું અરીસાનો યુગ કહું છું. જો આપણે સમયનો હિસાબ કાઢીએ તો કોણ જાણે આપણાં કેટલાંયે વર્ષો અરીસા સામે બેસીને ટાપટીપ કરવામાં અને સ્વને નીરખવામાં જ વહી જતાં હશે ! મોટા અરીસામાં દેહની અને મોંના સુંદરતા નીરખતી, અને મેકઅપ કરેલી સુંદરતાને જોઈને ગર્વ અનુભવતી નારીને જોઉં છું ત્યારે મારાથી સહેજે બોલાઈ જાય છે કે અરેરે કોઈએ માનસિક ઉત્કર્ષ જોવાના અરીસા પણ બનાવ્યા હોત તો કેવું સારું હતું !

પ્રભુએ આપણા શરીરની રચના ખૂબ વિચાર કરીને જ કરી છે એ કશું જ ભૂલ્યો નથી, 'શરીરના' ઝીણામાં ઝીણા સાંધા સહુ યોગ્ય સ્થાને ગોઠવવામાં જરાયે ગફલત કરી નથી એ જ સર્જનહારે શરીરરચનામાં આંખોનું સ્થાન ઉપરના ભાગમાં મુકરર કર્યું...તે પણ ખૂબ વિચારપૂર્વક કર્યું છે. તમે એ આંખોથી બીજાને જોઈ શકો સ્વને નહિ જ ! ને બીજા તમને જોઈ શકે પણ લેખમાંયે મેખ મારવાનો દાવો કરનાર આપણે...એણે કરેલી રચનામાંયે ચાંચપરોણું કરવા માંડ્યો...એ નજોયાનું જોવાનો નિર્ણય કર્યો...આંખનું સ્થાન તો ફેરવી ન શક્યા પરંતુ મોં જોવાનું તો જરૂર સિદ્ધ કરી શક્યા !

માણસ કોઈ વાર રમત ખાતર પાણીમાં મુખ જોતો ત્યારે જાતને

જોવાની લગની નહોતી લાગી. પરંતુ અરીસાની શોધ કરી પછી તો એ સિવાય બીજી કશું સૂઝતું નથી.

એક સિનેમાગૃહમાંથી નીકળવાની જગ્યા ખૂબ જ સાંકડી હતી ને સિનેમા પૂરું થતાં માણસો જલદી નીકળવા લાગતાં તેથી ખૂબ જ ગીરદી થતી, તે અટકાવવા ત્યાં મોટા અરીસા ગોઠવાયા, આ અરીસા જોઈને કોઈએ પૂછ્યું કે આવી સાંકડી જગ્યામાં આટલા અરીસા કેમ મોકલ્યા ? તો જવાબ મળ્યો કે પહેલાં આ જગ્યાએથી જલદી બહાર નીકળવાનો ધસારો થતો, પરંતુ અરીસાઓ ગોઠવવાથી સ્ત્રીઓ એમના સુંદર મુખડાં, વાળનાં ઝુલ્ફા...સાડીના છેડા ને સાળુની પાટલી જોવા અને ગોઠવવામાં એવી,તો લીન બની જાય છે કે બહાર નીકળવાનો ધસારો આપોઆપ ઘટી જાય છે!

પહેલાં તો નાનાં આભલાં હતાં, વાળ ઓળવા ટાણે કે એમ ક્વચિત જ વપરાતાં, પરંતુ હવે ? હવે તો ઘરને અરીસાભુવન જ બનાવી દીધાં છે., ને, કબાટમાં આખા કાચ, ડ્રેસિંગ ટેબલને આખા કાચ...હરતાં ને ફરતાં, ઊઠતાં ને બેસતાં, ખાતાં ને પીતાં... આપણે બસ સ્વને જ નીરખ્યા કરીએ છીએ, ને હરખાયા કરીએ છીએ.

આધુનિક ઘરોમાં ડ્રેસિંગ ટેબલ તો જોઈએ જ...એ વિના તો ઘરનો શણગાર અધૂરો જ લાગે ને એ ડ્રેસિંગ ટેબલ આવે પછી શું એ બાંડું પડી રહે! નહિ જ એના ઉપર શણગારનાં વિધવિધ સાધનો આવવાં જ જોઈએ ને શરૂ થઈ ગઈ પેલી લંગોટીની પળોજણ..પફ પાવડર. રૂઝ, લાલી, અંજન, દાંતિયા, બ્રશ–સેંટ, અત્તર, એ તો લાંબી લંગાર જ તો...ને આ બધું આવે પછી એની પાછળ સમય પણ જાય જ ને ?

અરીસા સામે બેસીને, પેલી વિધવિધ સાધનોની મદદ લઈને

કુદરતે દીધેલા રૂપ પર ઓપ ચડવા લાગ્યા...મૂળ રંગ પર બીજા રંગના થપેડા થવા લાગ્યા, કઈ ચામડીને કયો રંગ શોભે...કરચલી કેમ ન દેખાય, આંખનાં નેણુ ને ભવાં કેવાં શોભે..વગેરે માટે વિચારમાં સમય જવા લાગ્યો ને ન આવડે તો તે માટે નિષ્ણાતો પાસે જઈને, સમય ને સંપત્તિ ખરચીને એનું જ્ઞાન મેળવવા લાગ્યાં-એના માટે ખાસ માસિકો વંચાવા લાગ્યાં...એ તો ચાલ્યું લાંબું લપસીંદર. .

એક મિત્રની પત્નીને જોઈને બીજા મિત્રે કહ્યું કે તમારી પત્નીને આજે મેં દસ વર્ષે જોયાં પણ હજી તો એવાં ને એવાં જ છે, જરાયે ઉમ્મર દેખાતી નથી. પતિએ ધીરે રહીને જવાબ દીધો કે દા...મેઈકઅપમાં હવે અર્ધો કલાક વધારે લાગે છે !! ટૂંકમાં પહેલાંયે તે એનું નકલી રૂપ જોયું હતું ને આજ પણ નકલી રૂપ જુએ છે. ફેર એટલોજ કે અસલી રૂપ ઢાંકવા માટે આજે જરા વધારે મહેનત ને વધારે થપેડાની જરૂર "પડે" છે, ને પરિણામે અરીસા સામે થોડા કલાક વધારે ગાળે છે.

આ મેઇકઅપે નારીને બે રૂપ આપી દીધાં છે. નારી દ્વિરૂપી બની ગઇ છે, એક રૂપ છે બહાર દેખાડવાનું અર્થાત્ નકલી અને બીજું છે ઘરના માટે અર્થાત્ અસલી. અસલી રૂપ તો કદાચ રાતના જ દેખાતું હશે. આવી બહુરૂપી નારીઓને જોઉં છું ત્યારે મને ઘણીવાર થાય છે કે, તે જે છે તે દેખાતી નથી ને જે દેખાય છે તે તે નથી. ચોવીસ કલાક મહોરાં પહેરીને ફરનારી સ્ત્રીને સમજી કેમ શકાય ? ઓળખી કેમ શકાય ! કે નથી ઓળખાતું માટે જ આ મહોરાં પહેરી રાખે છે ?

એકલી સ્ત્રીઓ જ અરીસા પાછળ સમય ગાળે છે એમ નથી પુરુષો પણ ખાસો સમય જાતને જોવામાં ગાળે છે. બ્રશ કરવાથી માંડીને, હજામત કરતાં, વાળ ઓળતાં, વાળમાં જાતજાતનાં તેલ

ને ક્રીમ નાખતાં, કપડાં પહેરતાં, ને ટાઈની સુંદર ગાંઠ વાળતાં, એ પણ અરીસાની આસપાસ જ ઘૂમ્યા કરે છે

અરીસા પાછળ એક વ્યક્તિનો ને તે હિસાબે સમાજનો કેટલો સમય જાય છે તેનો હિસાબ કાઢીએ તો? એક વ્યક્તિ જો અરીસા પાછળ દહાડે આટલા કલાક કાઢે તો આઠ દહાડાના કેટલા? ને તે હિસાબે મહિના ને વર્ષના કેટલા? ને જો એક વ્યક્તિનો આટલો સમય ટાપટીપમાં ગયો તો તે હિસાબે આખા સમાજનો કેટલો ગયો? હિસાબ કરીએ તો હેબક જ થઈ જઈએ કે નહિ! જો આ અરીસા ન હોત તો રૂપરંગના આટલા મોહ ન હોત એમાં જાતને જોઈને એ જાતને શણગારવાની, રૂડી દેખાડવાની ઇચ્છા જાગૃત થઈ પણ આટલેથી જ સંતોષ નથી થયો. આગળનો ભાગ જોવાથી જ તૃપ્તિ નથી થઈ, પાછળનો ભાગ પણ જોઈ શકે તે માટે પણ રસ્તો કાઢ્યો છે. સામસામે બે અરિસા ગોઠવાયા કે પાછલો ભાગ સંપૂર્ણ દેખાયો...ને જે ભાગ દેખાય તે શણગારવો તો જોઈએ જ. પછી જોઈ લો મજા. આગળના ભાગ જેમ પાછળનો પણ શણગારાવા લાગ્યો, ને એ પીઠો શણગારાતી જોઈને થાય છે કે, અરે ભગવાન! તું જ જમાનાની પાછળ રહી ગયો એક જોડી આંખ વધારાની પાછળ પણ આપી હોત તો તને શું ખોટ પડી જવાની હતી?

ટૂંકમાં અરીસાએ 'હું' ને જ મહત્ત્વ આપ્યું છે એમાં 'હું' સિવાય કશું જ દેખાતું નથી સાદા કાચમાં અને અરીસાના કાચમાં એક જ મૂળભૂત ભેદ છે સાદા કાચમાં આપણે આપણને ન જોતા બીજાને જ જોઈ શકીએ છીએ ને તેથી બીજાની અતિ નિકટમાં આવીને એકતા સાધી શકીએ છીએ. પરંતુ એ જ કાચને જરા-ચાંદી લાગી કે ખલાસ! ચાંદીનો સ્પર્શ થતાં જ બીજા દેખાતા બંધ થયા. બીજા અને આપણી વચ્ચે દીવાલ આવી ગઈ ને ફક્ત એમાં જાત જ દેખાણું. ને પછી

તો એ જાતને શણગારવામાં, શોભાવવામાં, ને એ શણગારેલી જાતને જોવામાં બીજું બધું વિસરાઈ ગયું.

મને પણ સમયનુ ભાન વિસરાઇ ગયું લાગે છે. કયાં ની કયાં ઊતરી પડી. વાત હતી શણગારની ને હું ઊતરી પડી અરીસા ઉપર. આપણુ તો ભાઈ આવું જ છે. પાટા ઉપર દોડતી ગાડી છે જ નહિ. આપણી તો બસ છે. આડીઅવળી આમ તેમ ફંટાતી ચાલે, કોઇવાર એમાં અકસ્માત પણ કરી બેસે : કંટાળો ન આવે તો પૂરો પત્ર વાંચજે નહિ તો તારે લેખિકાને ત્યાં કચરાપેટી તો હશે જ. એમાં આ કાગળ પધરાવી દેજે, ને હાં, હું આનો જવાબ નહિ માગું એટલે વાચવો પડે એવું નથી. છતાં યે એટલું જરૂર કહું કે વાંચીશ તો એકાદ મુદ્દો તો વિચાર કરવા જેવો મળી જશે, ને એટલું મળે તો એ નારા જેવા એમાંથી ઘણું ઊભું કરી શકે. કેમ બરાબર છે ને?

અરુધતી સગાઈ કરી તે ખબર તો તને આપ્યા છે, લગ્ન પણ તરતમાં જ પતાવી દેવાં છે. આજકાલનાં છોકરાઓ ભેગાં હરે ફરે ને કોઇવાર નાની વાતમા આથડી પડે તો તલ તારા ને મગ મારા કરી બેસે તે કરતાં જોડાઈ જાય એટલે નવ નિરાંત. ને ઉંમર થઇ છે પછી શા માટે મોડું કરવું ? લગ્નમાં તો આવવું પડશે જ—એમાં આનાકાની નહિ ચાલે, સમજી?

લિ. તારી બેન કુમુદનાં સ્નેહ સ્મરણ

## પત્ર ૧૫ મો

પ્રિય સુધાબેન,

તારા બન્ને પત્રો મળ્યા. પત્રનો જવાબ આપતાં ઢીલ થઈ છે તો માફ કરજે. સરયુનાં લગ્ન સારી રીતે પતી ગયા છે, ખૂબ જ સાદાઈથી કર્યાં હતાં, કંકોતરીઓ પણ બહુ જ ઓછી કાઢી હતી. ચાંદલો લીધો નહોતો જ ને ચાંદલો લેવાનો નથી એમ કંકોતરીમાં છાપ્યું હતું એનો અર્થ એ જ હતો—એ નહિ કે ચાંદલો નહિ પણ ભેટ લેવાની છે. સમજી! એકદમ નિકટના સગા સિવાય કોઈનું કશું સ્વીકાર્યું નહોતું.

મોટી વાડીઓ, બત્તીઓના ઠઠેરા, મોટરના શણગાર, મંડપના ભપકા, ને નામાંકિત મહેમાનોની આગતા–સ્વાગતા, ને એમની સાથેના ફોટા એ બધાને મહત્ત્વ ન આપતાં લગ્નની વિધિને જ મહત્ત્વ આપ્યું હતું.

તું આવી હોત તો તને ખરેખર આનંદ થાત પણ તેં તો વાયદા દીધે જ રાખ્યા ને અંતે ન જ આવી. ન આવવા માટે તેં જે કારણ આપ્યું તે મેં તો માની લીધું પરંતુ સરયુને એ કારણ પૂરતું લાગ્યું નથી—ને તેથી તારા પર રીસાણી છે...ને કહેતી હતી કે આસીબાએ મોકલેલ પુસ્તકોની ભેટ પણ રાખવી નથી! પોતે આવે નહિ ને પુસ્તકો મોકલી દે તે શા કામનું! તારી સાથે બોલવાની પણ નથી. પણ હા એ બોલવાની નથી એ વાત તને લખવાની જરૂર છે! પરંતુ હમણાં તો તે હનીમૂન કરવા ઉપડી ગઈ છે. આવીને લખશે.

આવશે ત્યાં હમણાં આ હનીમૂનની હવા પણ ઠીક ફૂલી ગઈ છે. મને તો લાગે છે કે આના કરતાં વર પોતાની વહુને લપક–ઝપક

જોઈ શકતો કે રાતના જ મળી શકતો...એમાં વધારે મીઠાશ રહેતી. જરાક આઘો મળી જાય, કે વડીલોની ચોગીછૂપીથી એકાદ શબ્દ બોલવાની તક મળી જાય તો તો આનંદનો પાર ન રહેતો ને આ કારણે સ્નેહમાં ઉમેરો થતો—ને આકર્ષણને બે ચાર બહુ થતું. પરંતુ આ હનીમૂન તો બે જણાને ચોવીસ કલાક સામસામે ભટકાવી મારે છે ને તેથી કોઈ વાર ભડકો પણ થઇ જવા સંભવ ખરો કે અરુચિ પણ જાગી જવા સંભવ ખરો! 'અતિ પરિચયાત્ અવજ્ઞા' એ ન્યાયે પણ આકર્ષણ ઘટવાનો અને અરુચિ જાગવાની શકયતા ખરી કે નહિ! કે પ્રેમ વધવાની શકયતા? લેખિકા શું કહે છે?

થોડા સમય પહેલાં આજ વિષય પર કટાક્ષ કરતું એક નાટક મંદાની કોલેજમાં જોયું હતું. પરણીને જોડું હનીમૂન કરવા જતું હતું. ટ્રેઈનમાં બે વચ્ચે વાતો શરુ થઈ...ને વાતમાંથી વતેસર થયું. બેરો વગેરેનું વર્ણન કરતાં પ્રેમથી બેરો જોતાં વાત કરતાં—ચર્ચામાં ઊતરી પડયાં ને પછી તો કોનાં સગાએ શું ભેટ આપી. કોની સારી ને કોની નહિ, ને કોની કિંમતી ને કોની સાવ કચરા જેવી, ને કોનાં સગાં બહુ સારાં ને કોનાં ઠીક મારાભાઈ, એ ચર્ચામાં એવાં તો ઊતરી પડયાં કે એમાંથી બે વચ્ચે જામી પડી, ને માંડી એકબીજાના સગાની ઝાટકણી કાઢવા—ને અંતે બન્નેનાં મન એવા તો બગડી ગયાં કે હની માંથી હની સાવ ચાલ્યું ગયું...ને સોળેકળાએ ખીલેલો મૂન ભડકા જેવો લાગ્યો ને મધુરજની વિષરજની બની ગઈ. નાટકનો અંત અહીંજ આવ્યો હતો. પરંતુ આપણે આશા રાખીએ કે એમણે તો અંતે લોકકથાઓ જેમ, ખાધાંપીધાં ને રાજ્ય કર્યાં હશે, ને મધુરજનીની મીઠાશ બરેબરી માણી હશે.

. એ તો જે હોય તે ખરું પરંતુ મારું કહેવું તો એટલું જ છે કે આવા કેટલા રિવાજો આપણે ત્યાં ઘૂસી ગયા છે. પરણ્યા એટલે કયાંક જવું જ જોઇએ...એક ગયું તો બીજું શા માટે નહિ?

આવી જ ફેશન આજકાલ પહાડ પર જવાની ઘૂસી ગઈ છે.

ઉનાળો આવતાં જ બધા પૂછવા માંડશે કે આ વર્ષે ક્યાં જવાના છો ? ને જો સીમલા, મસુરી, કાશ્મીર, કુલુવેલી કે ઉટાકામંડનાં નામ દઈ શકીએ તો તો આબરૂ રહે પણ જો કહીએ કે આ વખતે તો ગા પાસે દેશમાં જવા વિચાર છે તો તો તુરત જવાબ મળશે કે દેશમાં ! અરર આટલી ગરમીમાં ! ને વળતો જ જવાબ આપવાનું મન થઈ જાય કે–ભાઈ ત્યાં જ જનમ્યા ત્યાં જ મોટા થયા ને હવે આટલા બધા લાડ કેમ વધી ગયા ?

સાધારણ સ્થિતિને કારણે કોઈ ન જઈ શકે તો મનમાં મુરઝાયા કરે કે અરેરે બધા જાય છે ને આપણે જ રહી ગયા, આ બધી દેખાદેખી, જેવી કે સિનેમા જોવાં, કલબોમાં જવું પાનાં રમવાં, સમજે ન સમજે તોયે ક્રિકેટ મેચો કે ટેનીસ મેચો જોવી, રેઈસમાં જવું... એની હોડ ચાલી રહી છે. ને આ હોડને કારણે આપણાં જીવન ખૂબ જ અશાન્ત ને અસંતોષી બની રહ્યાં છે

પૈસાદાર વર્ગમાં અને તેમાંયે આજકાલ કુદકે ને ભૂસકે વધતા જતા ધનવાનોમાં તો યુરોપ અમેરિકા જવાની ફેશન થઈ પડી છે. ને એકવાર જાય પછી પોતે ગયા છે તે કોઈ જાણે નહિ તો ગયું શા કામનું ! અને તે જાણ કરવા માટે છાતી પર બોર્ડ તો મારી શકાતાં નથી, કે હજ કરીને આવ્યા તે હાજી એમ ઈલ્કાબો પણ લાગ્યા નથી. તેથી...સૌને જાણ કરવા . કાં પણ વાત નીકળતાં કહેશે કે "જ્યારે અમે યુરોપ હતા, જ્યારે અમે રશિયા હતા, જ્યારે જાપાનમાં આ જોયું ને જ્યારે અમેરિકામાં અમથાભાઈ મળ્યા ત્યારે" આમ કહે ત્યારે માની જ લેવું કે આ તાજો ધનવાન છે; ઠરેલ, સંસ્કારી બાપદાદાના વખતથી જોયેલ હોય એમાંનો તો નથી જ–જો હોત તો વાક્યે વાક્યે આ બડાઇ ન જ હાંકત.

આ પરથી મને એક વાત યાદ આવે છે. એક પિતાએ પુત્રને શિખામણ આપી હતી કે દીકરા જેની સાથે રહેતો હો, તેમની

સામે પોતે વધારે જ્ઞાની, બુદ્ધિશાળી કે આવડતવાળો હોવાનો ડોળ કરતો નહિ–તારું જ્ઞાન તારી ખિસ્સા ઘડિયાળ જેમ ખાનગી ઉપયોગ માટે જ છે...ઘડિયાળ જેમ અંદરનાં ખિસ્સામાં રહે છે તેમ જ્ઞાનને અંદર જ રહેવા દે જે. ને જેમ પાંચ માણસની વચમા ઘડી ઘડી ઘડિયાળ કાઢીને સમય જોવાનો હોતો નથી, તેવી જ રીતે પોતાના જ્ઞાનનુ પણ પ્રદર્શન કરવાનુ હોતું નથી ઘડિયાળ જેમ પોતા માટે છે તેમ જ્ઞાન પણ પોતાના માટે જ છે. બીજાને આંજી દેવા માટે નથી જ. છતાયે જે કોઈ પૂછે કે ભાઇ કેટલા વાગ્યા તો ઘડિયાળ કાઢીને, જોઇને કહેવાનું. તે જ રીતે કોઈ જો આપણા જ્ઞાનનો લાભ લેવા માગે તો આપવાનો. પણ વગર પૂછ્યે જેમ એક વાગ્યો, એકને પાંચ થઈ, દશ થઇ, સવા થયો, દોઢ થયો એમ પોકાર કરવાના નથી હોતા તેવી જ રીતે પોતાના જ્ઞાનનો પણ પોકાર કરવાનો નથી હોતો.

પરંતુ અજકાલ તો બધું બીજાને દેખાડવા માટે જ થાય છે ને! થોડા સમય પહેલાં અમારી સંસ્થામાં જ ચર્ચા રાખી હતી. વિષય હતો આપણે શણગાર બીજા માટે જ કરીએ છીએ? ચર્ચા રસદાયક થઈ હતી. અને એનો મૂળ સુર તો એક જ હતો કે આપણે શણગાર બીજાને દેખાડવા જ કરીએ છીએ. જો આપણે જંગલમાં રહેતા હોઇએ, જ્યાં કોઈ જોનારું જ ન હોય તો શણગાર કરીએ ખરાં?

આંબળાની વહુ કોને દેખાડવા મેંદી મૂકે? કોઇએ દલીલ કરી કે સ્વને સંતોષવા જ પહેરે ઓઢે છે. કોઇએ કહ્યુ કે પતિને સંતોષવા પત્ની શણગાર સજે છે પરંતુ પતિને પણ ટોળામાં જતી હોય ત્યારે પોતાની પત્ની સૌથી ચડિયાતી લાગે એ ભાવના રહે છે. એકલી શણગાર સજે કે ન સજે તેમાં બહુ ફેર પડતો નથી. ઘેરે તો પત્નીનો અસલી ચહેરો જોવો પડે એમાં પતિને વાંધો નથી ને પત્ની ને તે દેખાડવામા વાંધો નથી પરંતુ બીજાની હાજરી થઈ, કે ચહેરો

નકલી બનવાનો જ–ચપેડા થવાના જ, ઓછા કે વધતા તે સૌની પસંદગી પ્રમાણેના, પણ થવાના તો ખરા જ. એ જ બતાવે છે કે શણગાર સ્વખાતર નથી થતો કે પતિને બનાવવા ખાતર પણ નથી થતો, થાય છે બીજાને બતાવવા ખાતર જ. બીજા સામે એવેંત ચડિયાના દેખાડવા ખાતર જ...બીજા હોય નહિ તો શણગાર થાય નહિ...મોર વગડામાં નાચ્યો તે કોણે જોયો? નાચવાની મજા માણસની વચમાં જ ને ?

આ રીતે વિચાર કરીએ તો લાગશે કે–આપણે આપણા માટે નથી જીવતા બીજા માટે જ જીવીએ છીએ–બીજા શું કહેશે? બીજાને કેવું લાગશે? બીજાથી બેવેંત ચડ્યા કે નહિ? બીજા આપણને જોઈને મોંમાં આંગળાં ઘાલી જશે કે મોં મચકોડી લેશે...એ જ ભાવ આપણા મનમાં હોય છે ને તેથી જ બીજાની નજરમાં સારા લાગવા ને સારા રહેવા જ આપણા પ્રયત્નો રહે છે ને એ માટે જ મોટાભાગની પ્રવૃત્તિઓ કરીએ છીએ. કોઈને કહેતા સાભળીએ છીએ કે આ વખતે તો એવી શાન્ત જગ્યાએ રજા ગાળી કે ખૂબ મજા પડી! નહિ કોઈને મળવાની ઉપાધિ કે નહિ શણગાર કરવાની ઉપાધિ. આ બતાવે છે કે માણસને સતત બીજાની નજરમાં આવી જવા માટે...મહેનત કરતાંયે થાક લાગે છે. તેથી એવી કોઈ શાન્ત જગ્યાએ જાય છે ત્યારે હળવાશ અનુભવે છે ને આ હળવું બનવું તે માણસનો મૂળ સ્વભાવ છે, ને પેલી હોંસાતોંસી એ એનો કેળવેલો સ્વભાવ છે ને તેથી જ એનો એને થાક લાગે છે

થાકે છે છતાંયે બીજાની આંખમાં, બે વેંત ચડિયાતો લાગવાનો હરીફાઈમાં દોટ મૂકયે જ જાય છે ને થાકીને અકાળે વૃદ્ધ બની જાય છે, ને પછી ટાપટીપ કરીને એ જુવાન દેખાવા ફાંફાં મારે છે. આના કરતાં દોટ મૂકવી જ છોડી દે તો? બીજા ગમે તે કહે–ગમે તે કરે પણ હું તો મને પોતાને ઠીક લાગશે એમ જ કરીશ–એટલી

નૈતિક હિંમત કેળવે તો ? પરંતુ-તો-ને ? અને તો કેવડો મોટો છે ! કોઈએ લખ્યું છે કે આપણા જીવનની શાન્તિ હણી નાખનારા ત્રણ દુશ્મનો છે. તે છે...કોલબેલ...કેલેન્ડર અને કલોક, ઘડીઘડી ઘરના ઘંટી વાગે-ને હજાર કામ મૂકીને ખોલવા દોડો. ટેલિફોનની ઘંટી વાગે-ને જમતાંયે દોડો-ઘડિયાળની ટકટક ટકટક બારે પોર માથા પર ચાલુ જ. એના ટાઈમે આપણે ટાઈમ રાખવાનો-નવ થયા-નવને પાંચ થઈ.. દસ થઈ, સવાનવ-થયા-દોડો-જાણે સમયના ગુલામ...જીવને નિરાંત જ નહિ, શાન્તિ જ નહિ...ને ભીંતે લટકાવેલું પેલું કેલેન્ડર...બીજી તારીખે બાણુ ભાઈને મળવાનું છે ને ત્રીજીએ ત્રિલોકચંદને નોતર્યો છે, ચોથીએ ચતુરભાઈ સાથે ધંધાની વાત કરવી છે...ને પાંચમીએ...એતો રોજની ડાયરી ને રોજનો કાર્યક્રમ. એક દહાડો પોતાનો નહિ બધા જ પારકાના-આમ સતત તલવારની ધાર પર ચાલતો જીવન-ક્રમમાંથી આરામ મેળવે ? આવો માણસ, માણસ મટીને મશીન બની જાય છે, ને હાથે કરીને જિન્દગી ટૂંકી કરી નાંખે છે.

આ પ્રગતિના જમાનામાં શાન્તિની વાતો કરવી જ નકામી છે ને ? એક જમાનો હતો જ્યારે માણસ ખરેખર શાન્તિ અનુભવતો હતો-ઘરનો માલિક સાંજે નિરાતે આરામ ખુરશીમાં પડતો, કુટુંબ કબીલો ભેગો મળતો, વાતોગીતો થતી. ગામડાગાં કાળી મજૂરી કરનારાયે રાતના એયને હુક્કો ગગડાવતા બેસતા, ગપ્પાં મારતા, નવીજૂની હાંકતા. કાં ભજન જમાવતાં, દીકરા-દીકરીઓ પણ એમાં ભળતાં ને કુટુંબ ભેળું મળીને આનંદ કરતાં. પરંતુ આજે ! આજે તો નવરાશ જ કોને છે ? ઘડિયાળ ખીસામાંથી કાંડા ઉપર આવી ને એમાંયે હવે કોલબેલ આવી, બસ બેલ થાયને જાણે શરીરમાં શૉક લાગે, ઝાટકો વાગે. હાય થઈ જાય, પાંચ મિનિટમાં તો કંઈક ખાટું મોળું થઈ જાય કે દુનિયા ઉથલાઈ જાય; આના કરતાં ઘડિયાળો ઘરમાં નહોતી ત્યારે વધારે સુખ ને શાન્તિ હતાં; તડકો જોઈ ને કહેતા કે આટલા લગભગ થયા હશે; ડાયરી તો હતી જ નહિ એટલે

એની તો ચિન્તા જ નહોતી, ને ઘરની ઘટડીનુ તો નામનિશાન નહોતું. બારેપોર અતિથિ કે અભ્યાગત માટે બારણા ખુલ્લા રહેતા, ઘટ મારીને-ઘરનાને આઘાત આપવાની જરૂર જ નહોતી

ક્યાં, એ શાન્ત જીવનને ક્યાં આજનુ ઉપાધિમય જીવન, ઘડીની નવરાશ નહિ ને પઈની પેદાશ નહિ કોઈને પેદાશ થતી પણ હશે પરતુ એ કરેલી પેદાશ માણવાનો પણ સમય નહિ મળતો હોય. દોડધામ ને હાયવોય નથી તે કમાવા દોડે છે ને કે તે વધરવા દોડે છે. . ટૂંકમાં સૌએ દોટ જ મૂકી છે આખો માંચીને દોડવા જ માંડયુ છે શ્વાસ લેવાતો નથી. હાફી જવાયુ છે છતાયે દોટ મૂકતાં નથી, આ બધાને એટલુ જ કહેવાનુ કે પેલી ટોલ્સટોયના વાર્તા વાંચી જજો. એટલી બધી દોટનો આખરે માણસને છ હાથ ધરતીથી વધારે કશું જ જોઈતુ નથી!

ધન કમાવાની અતિશય મળતગમા શરીરનો ભો કરી નાંખે છે ને પછી શરીર સુધારના ધનનો ભો કરે છે પરંતુ ગળતાં કમાતા ધન તો કદાચ મળી જાય પણ બગાડેલું શરીર સુધરતું નથા જ ને એ મગડેલા શરીરે પેતા ખડકેલા ધનના ઢગના પણ કશો જ આનંદ અ.પી શકતા નથા, માટે જ કહેનારાએ વિચારીને કહ્યુ છે કે પહેલુ સુખ. તે જાતે નર્યા. .જાત સારી હોય તો બધી મજા છે નહિ તો પછી બ્લડપ્રેશર હાર્ટટ્રબલ, નર્વ્ઝ ટ્રબલ, ન્યુમોનીયા. બાપરે, પછી તો પેલા ડોકટરોનો અભિમન્યુનો ચકાવો ને એમાથી નો છૂટતા નીકળયા ત્યાર ખરા?

સન્યુ તને પત્ર લખરો જ. તાન મોકલેલા પુસ્તકો એને મળ્યાં છે. હમણા તો એ મારી પાસે છે હું વાચુ કે રજા નથી! પાણી જેમ વહેતુ સારુ તેમ પુસ્તક પણ ફરાતુ સારું. કેમ ખરા ર છે. ને? માટે વાંચી તો જઈશ જ અને માસીની પસંદગી પણ જોઈ જઇશ

લિ. તારીબેન કુમુદનાં સ્નેહ સ્મરણ.

# પત્ર ૧૬ મો

પ્રિય સુધાબેન,

તારા પત્રો મળ્યા. માંદાએ તને જવાબ આપ્યા હતા. હા હવે એમને સારું છે ને ઘેર આવી ગયા છે. અચાનક દુખાવો ઊપડી આવ્યો ને ઓપરેશન કરાવવું પડ્યું, આવા વખતે થાય છે કે મોટા કુટુંબમાં રહેતાં હોઈએ તો કેવું સારું!

એમની માંદગી દરમ્યાન ડૉક્ટરોનો અને હૉસ્પિટલનો ઠીક ઠીક અનુભવ થયો. ઘણીવાર લાગ્યું કે ડૉક્ટરોની દૃષ્ટિ દરદીનું દરદ મટાડવા, ને તેને જલદી સાજો કરવા કરતાં ધન ને કીર્તિ કમાવા તરફ વધી ગઈ હોય એમ લાગે છે, એક વાર એમના હાથમાં પડો કે આવી જ બન્યું.

અરીસા યુગ જેમ આ નિષ્ણાતોનો યુગ છે. સાજા માણસને એક જ જગ્યાએથી ખરીદવાની સગવડ મળે તે માટે મોટા depart-mental stores ખોલાય છે. જ્યાં જાઓ કે બધું મળી જાય તેવું માંદા માટે નથી થતું. એક ડૉક્ટર પાસે જાય કે પત્યું: સાજાને સગવડતા ને માંદા ને મોત, આવી યોજના શા માટે!

ચલકચલાણું તો કહે ઓલા ઘેરે ભાણું એ દશા દરદીની થાય છે. જરાક ગંભીર માંદગી કહેવાણી કે નિષ્ણાતોના ત્યાં ધક્કા ગઈ ચૂક્યા...એક મોકલે દાંત તપાસવા, બીજો કહે ઝાડા-પેશાબ તપાવો...ત્રીજો કહે એક્સરે–ચોથો કહે કાડીયોગ્રામ કરવો, પાંચમો કહે...E. N. T. વાળા પાસે જાઓ. બીચારો દરદી આ ચલકચલાણામાં જ અડધો થઈ જાય. ને એ બધાને અંતે પણ રોગનું નિદાન થાયતો તો લાખો ખાટયા પણ એનોયે ભરોસો તો નહિ જ.

આ નિષ્ણાતોના જમાનામાં હજી-કાન, નાક ને ગળું એક પાસે જ રહી ગયાં છે એ જોઈને આશ્ચર્ય થાય છે. એ ત્રણેયના જુદા જ ડૉકટરો હોવા જોઈએ એમ જ શા માટે? બે કાનના બે જુદા જ જોઈએ. એક ડાબો કાન જ તપાસે ને એક જમણો જ-અરે નાકના બે કોયણા-માટે પણ બે જ જોઈએ. જે ગૂંચવાડો વધ્યો તે ખરો ને ડૉકટરો માટે, જેકામ વધ્યું તે-ને ડૉકટરો આખરે આપણા જ ભાઈઓ છે ને...ભલે ને એ કમાય, કેમ બરાબર છે ને! કે બરાબર નથી?

આ પ્રગતિમય યુગમાં ને આ નિષ્ણાતોના જમાનામાં, કદાચ મોટા રોગ પર વિજય મેળવવા શક્તિશાળી થયા હશે, પરંતુ નાની શરદી મટાડવા માટે તો લાચાર છે શરદીમાંથી જ્યાં સુધી ન્યુમોનિયા ન થાય ત્યા સુધી એ કશું કરી શકતા નથી...એમની પાસે ન્યુમોનિયાની દવા છે, શરદીની નથી! !!

રોગ મટાડે કે ન મટાડે પણ ડૉકટરોને ખરી મજા છે. એમના તો બેય હાથમાં લાડવો છે, વર મરો કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો એવું જ કંઈક આમાં બને છે.

બિચારો સાધારણ મોચી પણ જો ભૂલ કરે તો દંડાય છે પણ ડૉકટર કદી દંડાતો નથી. આપણે આપેલા ચામડામાંથી મોચી જો સેન્ડલ કે શુઝ ખરાબ સીવે તો આપણે કાં લઈએ જ નહિ...ને લઈએ તો અરધા પૈસા કાપી નાખીએ કાં એવું ને એવું ચામડું બીજું પાછું માગીએ ને આ ગધાન ડૉકટરો-આપણું આખું ને આખું ચામડું ઉતરડી નાખે છે પણ આપણે કંઈ કહી કે કરી શકતાં નથી.

કહ્યું તેમ એમને તો બેય હાથમાં લાડવો છે. મળવાનું જ છે કશું ગુમાવવાનું નથી જ. દરદી જીવે તોયે મળે છે ને મરે તોયે મળે છે, ઓપરેશન કર્યું કે વિઝિટ આપી કે એમના ખિસ્સાં તર થઈ જ ચૂકયાં. પછી ભલેને દરદી ટેબલ પર જ છેલ્લા શ્વાસ લે. એ

કહી શકે કે ઓપરેશન મજાનું સફળ થયું હતું પણ દુર્ભાગ્યે દરદી જ નિષ્ફળ નીવડયો

ઓપરેશનની વાત લખતાં એક વાંચેલી વાત યાદ આવી તે કહેવાનો લોભ જતો કરી શકતી નથી. એક માણસને વાઈનું દરદ હતુ, કાઈવાર એ રસ્તામા પડી જતો, તેથી એણે એના ખીસામાં એક ચિઠ્ઠી રાખેલી કે હે ડૉકટરો ! તમને વિદિત થાય કે મને એપેન્ડીસાઈટીસ નથી, એ તો બે વાર કપાઈ પણ ચૂક્યું છે!! મને ફક્ત મૂર્છા જ આવે છે તો ભલા થઈને ત્રીજીવાર એપેન્ડીક્સ કાપી ન નાખતા !

એમને ઓપરેશનનું નક્કી કરાવવામાં જે દોડાદોડી થઈ છે, જે ચલકચલાણું ને ઓલા ઘેર ભાણું એમ ડોકટરોની ટોળીમા ફેરા ખાવા પડયા છે તે જોતાં થાય છે કે આ ગરીબ ભારત દેશમાં રહેતા ગરીબોનુ શું થતું હશે ? એ માંદા પડે તો જીવી શકે ખરા!

આ નિષ્ણાતોના જમાનામાં, અને ગજબ ફી વધારાના જમાનામાં એમનું શું થતું હશે ! ભગવાન રાખે તો રહે બાકી તો હરિ હરિ જ ને !

આનો કંઈક ઉપાય કરવાની જરૂર નથી લાગતી ? મારું ચાલે તો આ ખાનગી પ્રેકટિસની પ્રથા જ બંધ કરી દઉં. ને ડૉકટરોને રાજસત્તા નીચે કે કોઈ એવી સંસ્થાની નીચે મૂકી દઉં ને એકેક ડૉકટરને એકેક લત્તો સોંપી દઉં ને એ લત્તામા રહેતા માણસોની તન્દુરસ્તી ઉપર જ એ ડૉકટરની ચઢતી પડતી ને પગાર વધારો–ઘટાડો નક્કી કરું. જે લત્તો સૌથી નિરોગી, જ્યાં ડોકટર માખી જ મારતો હોય તેને સૌથી વધારે પગાર આપું !

તને આ વાત વિચિત્ર લાગે છે ને ? પણ મને એમ નથી લાગતું. રોગ થવા દઈને પછી તેને મટાડવા મથવું તે કરતાં પોતાના લત્તા-

માં રોગને પ્રવેશવા જ ન દે એ ડૉક્ટરની કદર કરવી જ. રહી. Prevention is better than cure એ તો માને છે ને ?

ડૉક્ટરો ધારે તો લોકોનું કલ્યાણ-કરી શકે છે, દેવદૂત સમા બની શકે છે. માટે જ લાગે છે કે એમનામાં જાગેલી ધનલાલસા જો રદ થાય તો જ એમનું ખરું ને કલ્યાણકારી સ્વરૂપ જોવા મળે. ડૉક્ટર પણ સુખ ઇચ્છે તે સ્વાભાવિક છે, એમને પણ બૈરી-છોકરાં છે ને એમના માટે પણ સુખ ઇચ્છે તે સમજાય એવી વાત છે પરંતુ એમાં જો થોડીક મર્યાદા મૂકે-તો એમના હાથે ઘણું જ લોક-કલ્યાણ થઈ શકે-એમના હાથમાં એવો કસબ છે કે લોકો એને દેવ ગણીને પૂજે પરંતુ આજે તો, ડૉક્ટરના નામથીયે ગરીબ કંપી ઊઠે છે.

એકના માટે ઝેર તે બીજાના માટે ખોરાક બને છે. એવું જ કંઈક આપણા ને ડૉક્ટરો વચ્ચે બને છે. જેમ રોગનો ઉપદ્રવ વધારે ને જનતાને ત્રાસ વધારે તેમ ડૉક્ટરને તડાકો અને મોજ વધારે. લોકોની વેદનામાં એમને આનંદ, એ સ્થિતિ ટાળવી જોઈએ જ. જેમ લોકો માંદા તેમ ડૉક્ટરને ખાણ એ વિચાર જ ખોટો છે. જેમ લોકો સાજા તેમાંજ ડૉક્ટર તાજા ! એ જ સિદ્ધાંત સ્થાપિત કરવા જેવો છે ને માટે જ આ દેવ દૂતો સમા ડૉક્ટરો બહુજનહિતાય બહુજન-સુખાય માટે રહે તે દિશામાં કંઈક કરવું જોઈએ એમ મને તો લાગે છે.

ડૉક્ટરનો અનુભવ લીધો તેવો જ થોડો અનુભવ હૉસ્પિટલોનો પણ લીધો. હૉસ્પિટલો એ રોગથી પીડાતી માનવ જાતને સારા કરવા માટે છે. એવી એ સંસ્થામાં પણ ગરીબ તવંગરનો આટલો ભેદ શા માટે જોઈએ? પૈસાદારને એપેન્ડોકસનું જેટલું દુઃખ થાય છે એટલું ગરીબને પણ થાય છે, જે હથિયારથી ડૉક્ટર ધનવાનનું એપેન્ડીક્સ કાપે છે તે જ હથિયારથી ગરીબનું કાપે છે, લોહી

પણ બન્નેમાંથી લાલ રંગનું જ વહે છે. ને સાજા થવામાં પણ એટલો જ સમય લે છે, ગરીબ બીચારો કદાચ જલદી હોસ્પિટલ ખાલી કરી જાય છે જો બધું જ સરખું છે તો પછી સારવારમાં, સ્થળમાં ને સગવડતામાં આટલું આસમાન જમીન જેટલું અંતર શા માટે?

જવા દે એ વાત. જ્યાં સુધી આપણા સમાજમાં આ અંતરઃ રહેશે ત્યા સુધી ત્યા પણ રહેવાનું જ છે પરંતુ ન રહે એ ઇચ્છવા જેવુ છે જ.

હોસ્પિટલોમાં નર્સોનું ટાઈમટેબલ જરા વિચિત્ર રીતે ગોઠવાયેલું લાગ્યું. રાતની નર્સને,'વહેલી સવારે જવાનું હોય છે, પરંતુ તે પહેલાં અમુક રૂટીન કામ પતાવી દેવાનું હોય છે તેથી, એ, દરદીને ઢંઢોળીને વહેલી સવારે ઉઠાડી મૂકે છે, ને મોમાં થર્મોમિટર ખોસીને આવેલી ઊંઘને ઉડાડી દે છે.

સૌ જાણે છે કે સાધારણ રીતે દરદીને રાતના ઊંઘ આવતી નથી, માંડ પરોઢિયે એની આંખ મળે છે ત્યાં પેલી રૂટીનની કેદી નર્સ એને ઢંઢોળીને જગાડી મૂકે છે. એ તો એનું કામ પતાવીને પવનના ઝપાટા જેમ ચાલી જાય છે, પરંતુ દરદીની શાન્તિ હણાતી જાય છે, ઊંઘમાં માંડ શાન્ત પડેલું દરદ પરોઢમાં જોર કરતું લાગે છે, ને એ સાજો થવા આવેલ દરદી રૂટીનનાં રોદણામાં રહેંસાઈ જાય છે, દવા હવા કરતાં દરદીને સાજા થવામાં ઊંઘ વધારે મદદ રૂપ બને છે તે વાતના જાણકાર ડોકટરો પણ આ પરિસ્થિતિ પર કેમ વિચારતા નથી તે મારાથી સમજી શકાતું નથી આવા તો કંઇક સુધારા કરવાની જરૂર છે પરંતુ જયાં આપણે કશુંજ કરી શકવાના નથી ત્યાં વાતો કરીને શો ફાયદો! ખાલી મફતનું થૂંક જ ઉડાડવાનું છે ને! માટે એ વાતને પડતી મૂકીને મૂળ વાત પર જ આવું.

તારા પત્રમાં તું લખે છે કે 'મને તો જૂનું એટલું બધું જ

સોનું લાગે છે ' તે એના જ વખાણ કર્યે જાઉં છું ' કદાચ તું કહે છે એવું હોય પણ ખરું જો કે હું એમ માનતી નથી. પરંતુ નવું એટલું બધું જ સોનું લાગે છે તેમ મને લાગતું નથી તે ચોક્કસ છે. હું તો નવા અને જૂના બન્નેનાં સારાં તત્ત્વો લઇને મેળવણીમાં માનું છું, જો રણકાર કરવો હશે તો શુદ્ધ ચાંદીમાં બીજી ધાતુ મેળવવી પડશે જ. તેમ જૂના અને નવા બન્નેમાંથી સારાં તત્ત્વો લઇને મેળવણી કરીશું તોજ આપણે ખરું મેળવી શકીશું, જૂનું બધું જ સારું છે, જૂનું એજ સોનું છે એમ પકડીને બેસી રહીશું તે નહિ ચાલે, તેવી જ રીતે નવું બધુ જ સારું છે તેમ એના ખોટા ચળકાટથી માની લઇશું તે પણ નહિ ચાલે, બન્નેને આપણી બુદ્ધિની કસોટી પર કસવા પડશે, ને એમાંથી જે ખરા સોનાના સ્વરૂપે રહે તે બહાર કાઢીને, તેને જ અપનાવવું પડશે, ને તોજ આપણે ખરી પ્રગતિ સાધી શકીશું એમ હું માનું છું.

ઉપરાંત તેં ટીકા કરી છે એમ, કૂવાનો દેડકો બની રહેવામાં નથી માનતી ને બાપના કૂવામાં બૂડી ન મરાય તે પણ જાણું છું અને ઘરનાં બારીબારણાં એકદમ બંધ કરીને બેસીશ તો ગૂમળાઈ મરીશ તે પણ સમજી શકું છું મારીબેન! બારી-બારણાં હવાને તડકો આવે એટલા ખુલ્લાં મૂકીએ તો તો ઠીક પરંતુ પવનનો ઝપાટો આપણને ઊંચકીને આખાં ને આખાં કયાંક ફેંકી દે એટલાં તો ખુલ્લાં ન જ મુકાયને?

તે મારી પર જે આરોપ મૂકયો છે તે અમુક અંશે ખરો હશે તે કબૂલું છું પરંતુ હું એકદમ જૂના વિચારની છું ને નવાની દુશ્મન છું એમ માનવા જેવું તો એકેય કારણ મેં તને આપ્યું હોય એમ લાગતું નથી, છતાંયે એટલું તો કહું જ કે પશ્ચિમથી આવી રહેલા પવનના ઝપાટામાં તણખલું બનીને આમ તેમ દિશાશૂન્ય

બનીને, જે ઉડાડે ત્યાં ઊડવા કરતાં પહાડ બનીને રહેવું વધારે પસંદ કરવા જેવું છે

પહાડની આસપાસ ભલેને એ પવન ઘૂમરીઓ ખાધા જ કરે પણ હલે એ બીજા, છતાંયે એની અસર પહાડને પણ થાય જ એની તો તુંયે ના કહી શકીશ નહિ ને?

સગ્યુનો પત્ર મળ્યો હશે. તેં એને ભેટ મોકલેલાં પુસ્તકો હું પણ વાંચી ગઈ. એમાંનું એક પુસ્તક નામાંકિત લેખક મહેશકુમારનું પણ છે ને તે વિષે જ મારે તને કંઈક લખવું છે પણ તે આજે નહિ, બીજા પત્રમાં.

સૌ કુશળ હશો,

લિ, તારી બેન કુમુદનાં
સ્નેહસ્મરણ

## પત્ર ૧૭ મો

પ્રિય સુધાબેન,

તારો પત્ર મળ્યો. શા માટે નકામી દૂધમાંથી પોરા કાઢે છે? બધા જ ડૉકટરો એવા હોય છે ને બધા જ દરદીને નીચોવી નાખે છે. એવું મારું કહેવાનું થોડું જ છે? સાધારણ આવી સ્થિતિ થઈ ગઈ છે. એટલું જ મારે તો કહેવાનું હતું. ને પરિણામે બીચારા ગરીબ માણસને ડૉકટરની મદદ લગભગ અલભ્ય બની જાય છે. પાંચે આંગળાં સરખાં હોતાં નથી તે તો હુંયે જાણું છું; પરંતુ ગામ હોય ત્યાં ઢેડવાડો યે હોય એ તું યે જાણી લેને સમજી લે મારી બેન!!

એ વાત જવા દે આજે તો બીજા જ વિષય પર લખવા બેઠી છું. તેં સરયુને ભેટ મોકલેલાં પુસ્તકો હું વાંચી ગઈ. એમાંનું એક પુસ્તક નામાંકિત લેખક મહેશકુમારનું છે એ પુસ્તક વાંચીને મને થયું કે આવાં પુસ્તકો લખાય છે જ શા માટે? આ નામાંકિત લેખક છે ને એનાં પુસ્તકો ચપોચપ ઉપડી જાય છે, ને તુરતમાં નવી આવૃત્તિઓ પણ થાય છે તે જાણુ છું છતાં યે આ પુસ્તક જોઈને મનને ગ્લાનિ થઈ તે હકીકત છે.

એ લેખક સાથે મારે પરિચય નથી જો હોત તો એને જ સીધો પ્રશ્ન પૂછત કે ભાઈ તું શા માટે પુસ્તકો લખે છે? આવાં પુસ્તકો લખીને કયું ધ્યેય સિદ્ધ કરવા માગે છે? જ્યારે તું આટલા ઉમંગથી ને આટલી ઝડપથી સાહિત્યસર્જન કરી રહ્યો છું ત્યારે એની પાછળ કંઈક ધ્યેય કે ઉદ્દેશ તો હશે જ ને? ને એ વિષે ચોક્કસ વિચારો પણ હશે જ ને?

દાખલા તરીકે...આપણે ટ્રેઈનમાં બેસીએ તો કંઈ ફક્ત બેસવા

ખાતર જ નથી બેસતાં, એમાં બેસીને કોઈ મુકરર કરેલ સ્થળે પહોંચવાના ઉદ્દેશથી જ બેસીએ છીએને? જો આવી નાની વાતમાં પણ ધ્યેય મુકરર હોય છે તો પછી સાહિત્યસર્જન જેવા ગંભીર કાર્યમાં તો હોય જને! ઉદ્દેશહીન Aimless રખડપાટ તો ન જ હોઈ શકેને? એટલે જ પ્રશ્ન પૂછવાનું મન થાય છે કે એ લખે છે શા માટે? સાહિત્યસર્જનનો હેતુ, માણસને પોતાની જાત જાણી-શકવામાં મદદ કરવાનો, સ્વ-શક્તિમાં વિશ્વાસ ઉત્પન્ન કરવાનો, સત્યની શોધ માટે મહેચ્છા જાગૃત કરવાનો, સુષુપ્ત દશામાં પડેલી સદ્‌ભાવનાઓ જગાડવાનો...કે એવો જ કોઈ ઉદ્દેશ હોઈ શકે એમ માની લઉં. જો કે આ વ્યાખ્યા પૂરતી તો નથી જ પરંતુ ચાલી શકે તો ખરી. કેમ તું શું ધારે છે?'

આદિત્યનો ઉદ્દેશ ફક્ત આનંદ જ આપવાનો નથી છતાંયે માની લીધું કે એ જ હોય તોયે નિર્મળ આનંદ આપવાનો છે, આનંદને બદલે ગંદવાડ આપવાનો તો નથી જ. ને આ પુસ્તકમાં, જે આનંદ આપવા પ્રયત્ન થયો છે, તે કંઈક એવો જ છે. રૂઝાતા ચાંદા પર ચળ આવે ત્યાં ખંજોળતાં ખૂબ જ મીઠાશ લાગે, પરંતુ અંતે બળતરા જ થાય એવું જ આ હાસ્યમાં થાય છે. સહેજ ગલગલિયાં થાય-ગમે-મીઠું લાગે-પણ અંતે મોં કડવું ઝેર થઈ જાય. ને જો આવું થાય તો એને નિર્મળ આનંદ તો ન જ કહેવાયને?

ગંદવાડમાં આનંદ માને એ મન 'માંદલું' કહેવાય ને રોગિષ્ઠ મનને તન્દુરસ્ત કરવું એ સાહિત્યકારનો ધર્મ છે સાધારણ રીતે સાહિત્યનો ઉદ્દેશ, માણસ હોય તે કરતાં તેને ઊંચે લઈ જવાનો છે ને એ કર્તવ્ય આ લેખકે બજાવ્યું છે ખરું? નહિ જ...જ્યાં લેખક પોતે જ ઊંધે રસ્તે જઈ ચડ્યો છે ત્યાં બીજાને સીધે રસ્તે શી રીતે દોરવાનો હતો?

એ નામાંકિત લેખક છે, એનાં પુસ્તકો થોકબંધ છપાય છે, વેચાય છે ને હજારો લોકો એ વાંચે પણ છે માટે જ એની જોખમદારી વધુ છે. હજારોની સામે એ કેવો ખોરાક ધરે છે? પુષ્ટિકારક તન–મનને તન્દુરસ્ત બનાવે એવો કે ...ધીમા ઝેર સમો–એ એણે વિચારવુ જોઈએ જ. ઘણા લેખકોને કહેતા સાંભળ્યા છે કે લેખક અને એનુ લખાણુ એ બે ભિન્ન છે. એ સર્જનની ધન્ય પળોમાં જ્યારે લખે છે ત્યારે આ લોકમાં નહિ બીજા જ લોકમાં જઈ વસે છે, ને એ સર્જન કરે છે. એના વ્યક્તિગત જીવન સાથે એના લખાણુને કશો જ સંબંધ નથી.

આ બધી વાતો ઠગારી છે, આડંબરી છે ને લોકોને છેતરનારી છે. લેખકમાં પોતાનામાં જ નથી તે એના લખાણમાં શી રીતે આપવાનો હતો? ને એનામાં જે ભારોભાર ભર્યું છે એનાથી એના લખાણુને શી રીતે એ અલિપ્ત રાખી શકવાનો હતો? એનાં પુસ્તકો એનાં સર્જન છે ને એના સર્જનમાં એ પોતે ડોકિયાં જરૂર કરવાનો જ. જરૂર દેખાવાનો જ. આગળ મહાન લેખકો થઈ ગયા ને આ કાળે પણુ એવા લેખકો છે કે તેમને મન સાહિત્યસર્જન એ એક પવિત્ર ક્રિયા લાગે છે. આપણને મહાન ગ્રંથો આપી જનાર મહાનુભાવોનાં જીવન અરીસા જેવાં હતાં. એ લખતા તે જ માનતા, ને માનતા તે આચરતા. હાથીના દાંત જેવું નહોતું–કહેવાનું કંઈ ને કરવાનું કંઈ. જીવન કંઈ ને ઉપદેશ કંઈ એવું નહોતું ને તેથી જ એ જે કંઈ કહેતા તેની અસર પણુ થતી, એ માણુસના આંતર મનના ને હૃદયની ગ્રંથિના જાણુકાર હતાં, એમના સાહિત્યનો ઉદ્દેશ કીર્તિ કે ધન કમાવાનો નહોતો પરંતુ માણુસને હોય તે કરતાં ઊંચે લઇ જવાનો હતો. માણુસમાં રહેલાં સારા તત્ત્વોમાં એમને વિશ્વાસ હતો ને એ જ તત્ત્વોને બહાર લાવવા ને ખરાબ તત્ત્વોને દાબવા એ મથતા. ને એ કાર્ય માટે જ સાહિત્યને સાધન બનાવ્યું ને સાહિત્ય

દ્વારા, એનાં રૂપકો ને વાર્તાઓ દ્વારા એ કાર્ય સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો.

એ સાહિત્ય આજે પણ અમર છે, સનાતન છે કારણ કે એમાં સત્યની છાપ છે, એનાં પાત્રો જીવંત લાગે છે. ને એ પાત્રો કીચડમાંથી ઉપર ઊડવા સતત પ્રયત્ન કરતાં દેખાય છે : એમણે એક પણ નકામો શબ્દ વાપર્યો નથી ને શબ્દોની મારામારી મચાવી નથી કે તડાફડી કરી નથી. કયાં એ સમયનું સાહિત્ય ને કયાં આજનું આવા લેખકોનું સર્જાતું સાહિત્ય?

ઘણીવાર લાગે છે કે બીજા પાસેથી ઉછીનું લઈને જ છપકારી દે છે. ને એ મૂળ ઉછીના વિચારને એમની પોતાની આડંબરી ભાષામાં શણગારી સજાવીને નવા વેશ ને રૂપ આપીને લોકો સામે ઠઠાડી દે છે. લોકોને નવું લાગે છે પણ એ તો જાણે છે જ. કે એણે તો દળેલું જ ફરી દળ્યું છે.

એક જ લેખકમાંથી તફડાવીને પોતાને નામે ચડાવી દે તે ચોરી કહેવાય પરંતુ પ્રત્યુ લેખકોમાંથી થોડું થોડું ભેગું કરીને એમાંથી સર્જન કરે તે (Research) કહેવાય–શોધ કહેવાય ખરું ને? બીજાનાં તેમજ પોતાના આગળનાં પુસ્તકમાંથી મસાલો ભેગો કરીને આ પુસ્તકની રચના થઇ લાગે છે. આવું કરવાની કંઇ જરૂર ખરી? આ જ લેખકનાં પુસ્તકો પહેલાં સારાં હતાં, પરંતુ નામ થઈ ગયા પછી તો આંખ મીંચીને જ લખવા માંડયું લાગે છે. આખું પુસ્તક ઉથલાવી જાવ તોયે એમાંથી, મનમાં રાખી લેવા જેવું, પચાવવા જેવું કશું જ તત્ત્વ મળતું નથી.

આ લેખકને હું તો એટલું જ કહું કે ભાઈ શા માટે આટલો હેરાન થાય છે? જો તારી પાસે હવે કશું જ નવું આપવાનું નથી તો આપવું બંધ કર ને! કોણ પથરા મૂકે છે? પોતાનામાં

ભર્યું હોય, આપ્યા સિવાય રહી શકાતું જ ન હોય, તો આપ. બાકી ઉછીનું લઈને આપવામાં આબરૂ નહિ, ને આપ તો પણ એવું આપ કે જેથી તારું ને વાંચનાર બન્નેનું હિત જળવાય. આમાં તો તું બન્નેનું અહિત જ કરી રહ્યો છું એમ મને તો લાગે છે.

કદાચ એ એમ કહે કે મારા સાહિત્યસર્જન પાછળ લોકોને સુધારવાનો ઉદ્દેશ નથી જ. ફક્ત એમનામાં રહેલી ક્ષતિઓ કે દુર્ગુણો તરફ અંગુલીનિર્દેશ કરવાનો જ છે. માન્યું, પરન્તુ દુર્ગુણ ને સદ્‌ગુણ એ બે દોરા જેવા છે. એક સફેદ છે તો બીજો કાળો છે પરન્તુ એ બન્નેના દોરા એકબીજા સાથે એવા તો તાણાવાણાની જેમ વણાઈ ગયા છે કે કાળો દોરો કાળો નથી રહ્યો ને સફેદ સફેદ નથી રહ્યો. બે મળીને એક ભૂરા જ રંગનો દોરો બની ગયો છે. આ મળી ગયેલા રંગને એના મૂળ રંગમાં લાવી દેવાની એના સર્જનમાં તાકાત છે, 'શક્તિ' છે ને જો એ ન હોય તો પછી એનું સાહિત્ય કરે છે શું ? સાહિત્યનો વેપાર માંડ્યો છે જ શા સારુ ?

વ્યાપારી એના વ્યાપારમાં ગમે તે નીતિ અખત્યાર કરે એ પણ આજે ગન્જ ચલાવી લેતું નથી. એના પર અંકુશો મૂકે છે છતાં યે હજુ વ્યાપારી કંઈક એવું કરે તે ચલાવી લેવાય પરન્તુ સાહિત્યકારની એ નીતિ ન જ ચલાવી લેવાય, કારણ કે એનું સાહિત્ય હજારો વાંચે છે ને વાંચનારને એ સ્પર્શે છે ને સીધી કે આડકતરી રીતે વાંચનારનું એ ઘડતર પણ કરે છે જ, ને તેથી જ એ સડેલો માલ આપે તે નહિ ચાલે અને ન ચલાવી લેવો જોઈએ.

સાહિત્યકાર પોતે, અને એનું સાહિત્ય એ બે ભિન્ન છે. એ દલીલ બહુ ગળે ઊતરતી નથી. એક લેખકે કહ્યું છે કે, 'લેખક શું ધારે છે કે શું કહે છે એ મારે જાણવું નથી, એ શું કરે છે, ને કેમ રહે છે એ હું જાણું એટલે એ માણસને મે જાણ્યો.'

એક મહાન વિચારકે કહ્યું છે કે, 'હે લેખક ! તું અને તારું લખાણુ એકદમ એકમેક લાગો છો ને લાગવાં જ જોઈએ કારણુ કે તારું લખાણુ તારા બાળક જેમ તારું સર્જન છે, તારી કૃતિ છે, છતાંયે એ તારાથી સ્વતંત્ર છે–જેમ બાળક હોય છે તેમ સ્વતંત્ર છે છતાંયે તારી કૃતિમાં તારું પ્રતિબિંબ પડે છે જ. એ તારે ભૂલવું જોઈએ નહિ.'

કોઈ વાર મને થાય છે કે જેમ ફેમીલી પ્લેનીંગ ને સ્પેઈસીંગ જરૂરી છે તેવું સાહિત્યમાં પણુ થવું જોઈએ.

માનસિક ભૂમિ તદ્દન વેરાન થઈ ગઈ હોય છતાંયે પાક ઉતારવા ફાંફાં મારે તો કેવો પાક ઊતરે ? એના કરતાં એને કહે કે થોડો વખત આરામ કરે, નવું ખાતર નાખે, ભેજાને તાજુંમાજું કરે. ને પછી એમાંથી સુંદર પાક ઉતારીને લોકોને આપે. જેથી ખાનારના મોંમાં સ્વાદ રહી જાય. આપવું, તે એવું જ આપવું બાકી ખાતાં જ થૂ થૂ કરીને થૂંકી નાંખવાનું મન થઈ જાય એવું આપવામાં કોનું કલ્યાણુ છે ? નહિ એનું કે નહિ વાંચનારનું. લેખકને પણુ પેલી પંક્તિઓ લાગુ પડે કે નહિ ! 'જનની જણુ તો જણુજે કાં દાતા કાં શૂર નહિ તો રહેજે વાંઝણી મત ગુમાવીશ નૂર' શોકડા બંધ થૂ થૂ કરી નાંખવાનું મન થઈ જાય એવું લખવા કરતાં થોડું પણુ સ્વાદ રહી જાય એવું લખવું શું ખોટું. તારા વિચારો જણાવજે...અહીં સૌ કુશળ છીએ. તમારી કુશળતા ચાહું છું.

એ જ લિ. તારી બેન કુમુદનાં સ્નેહસ્મરણુ.

# પત્ર ૧૮ મો

પ્રિય સુધાબેન,

તારો પત્ર મળ્યો. તું લખે છે ને વાત ખરી છે. ગુજરાતમાં આજે વાંચનની ભૂખ વધતી જતી દેખાય છે, વાંચવાનો સમય બહુ મળે છે ને એનો શોખ પણ જાગ્યો છે ને એ સારી વાત છે એની તો હું યે ના નથી કહેતી પરન્તુ એ ભૂખને પહોંચી વળવા માટે કેવું સાહિત્ય પિરસાય છે તે તરફ જ હું તારું ધ્યાન ખેંચવા માંગતી હતી.

આજકાલ જે જાતનું જથ્થાબંધ સાહિત્ય સર્જાઈ રહ્યું છે તે સાહિત્ય વાંચનથી ફાયદો જ કરે છે એવું નથી. હા સમય વ્યતીત કરાવે છે તે ખરું, પરન્તુ સાહિત્યનું વાંચન ફક્ત સમય વ્યતીત કરવા માટે જ નથી, સમયનો સદુપયોગ કરાવવા માટે પણ છે, ને હોવું જોઈએ.

ચલચિત્રોની જેમ સાહિત્યવાચન પણ બેધારી તલવાર જેવું કામ કરે છે. જેની વાંચવાની ઇચ્છા છે, જેની પાસે સમય છે ને જેને ભૂખ છે તેની સામે ઢગલાબંધ સાહિત્ય પડયું છે એટલે એ ફાવે તે વાંચશે જ. પરન્તુ એ વાંચન કલ્યાણકારી ન બનતા નુકસાન-કારક નીવડશે એ ભયસ્થાન સામે આંખમીચામણાં કર્યે ચાલશે નહિ, ને તેથી જ ઇચ્છા, સમય ને ભૂખ સાથે પસંદગી કરવાની શક્તિ પણ કેળવવી પડશે જ. આજે તો પુસ્તકોમા નવલ-કથાઓ, પ્રેમલા-પ્રેમલીની વાર્તાઓ, ડિટેકિટવ વાર્તાઓ, ને ગલીપચી કરાવે તેવી કામુક કથાઓ અથવા કૃત્રિમ ઉશ્કેરાટનો અનુ-ભવ કરાવે એવી જાસૂસી કથાઓ કે ગુનાની કથાઓ જ મોટા ભાગે વંચાય છે.

વાંચનની ભૂખ જાગી છે તે શુભ ચિહ્ન છે પરન્તુ એ ભૂખ સંતોષવા જે જાતનો ખોરાક અપાવો જોઈએ તે અપાતો નથી ને લેવાવો જોઈએ તે લેવાતો નથી, પરિણામે વાંચનારનાં તન ને મન સશક્ત ન થતાં માંદલાં જ બની જવા સંભવ રહે છે. અન્નસંકટનો લાભ લઈને સડેલું અન્ન પ્રજાને આપવું એ જેટલું હલકું કૃત્ય છે તેટલું જ, વાંચનની ભૂખ જાગી છે તેનો લાભ લઈને સડેલું સાહિત્ય પીરસ્યે જવું એ એથીએ હલકું કૃત્ય છે. બલ્કે વધારે હલકું છે. શરીર બગડ્યુ સુધારી શકાશે પણ મન બગડ્યું-વિચાર બગડ્યા-માનસ બગડ્યું તો સુધારતાં સો સો વાનાં થશે.

સારા વાંચનથી માણસ સુધરી જાય તેમ કદાચ ન બને પરન્તુ ખરાબ વાંચનથી બગડવાનો તો જરૂર. સારાં પુસ્તકોનું વાંચન એ તો શરીરમાં વહેતા શુદ્ધ લોહી જેવું છે. જેટલે અંશે એ લોહી વધારે શુદ્ધ તેટલે અંશે શરીરસ્વાસ્થ્ય વધુ સારું, એવું મંગળકારી. સાહિત્યનું સર્જન વર્ષોના મંથન પછી સાહિત્યકાર કરે છે ને એણે કરેલા વર્ષોના તપ અને મંથનના ફળરૂપે આપણને જે કંઈ આપે છે એનો સ્વાદ તો કંઈ ઓર જ આવે છે. એ સાહિત્ય વાંચતા આપણે એ મહાન લેખકનું સાંનિધ્ય પણ માણીએ છીએ. ને એના સત્સંગનો રંગ પણ આપણને થોડો ઘણો તો લાગે છે જ.

જેમ લખનારે શું લખવું તે વિચારી લેવું જરૂરી છે એટલી જ જરૂર વાંચનારે પણ શું વાંચવું તે વિચારી લેવાની પણ છે જ. કેટલાં પુસ્તકો તમારી પાસે છે તે કરતાં કેવાં છે તે જોવું વધારે અગત્યનું છે. કેટલાં પુસ્તકો વાંચ્યાં તે કરતાં કેવાં વાંચ્યાં ને શું વાંચ્યું તે વિચારવું વધારે અગત્યનું છે. To kill time સમય કાઢવા ખાતર વાંચવું કે વાંચવા ખાતર વાંચવાનું નથી વાંચવાનું છે સમયનો સદુપયોગ કરવા ખાતર, વાંચવાનું છે વિકાસ

ખાતર, ને તેથી જ એ માટે યોગ્ય પુસ્તકોની જ-પસંદગી થાય તે જોવું જરૂરી છે જ.

અર્થશાસ્ત્રનો નિયમ છે કે ખરાબ પૈસો સારા પૈસાને હાંકી કાઢે છે તેવું જ કંઈક સાહિત્યમાં દેખાઈ રહ્યું છે. થોકબંધ કચરા જેવું સાહિત્ય સર્જાયે જ જાય છે લોકોની માગ છે, લોકોને એવું જ ગમે છે, કહોને લેખક એવું લખ્યે જ જાય છે, ને છાપનાર છાપ્યે જ જાય છે, ને લોકો આંખ મીચીને વાંચ્યે જાય છે. એ થોકબંધ કચરા સાહિત્યે સારા સાહિત્યને લગભગ હાંકી કાઢયું છે ને એ કચરાના મોટા ખડકાઈ રહેલા ગંજ આગળ એકલદોકલ સારું સાહિત્ય કર્યાય અટવાઈ ગયું છે

લેખકો અને પ્રકાશકો વગર વિચાર્યે આવું સાહિત્ય પીરસ્યે જાય છે ને વાંચનાર અકરાંતિયા થઈને વાંચ્યે જાય છે, ને એટલું વાંચે છે કે અપચો થઈ જાય છે ને તેથી જ અંદર પચ્યા વિના આખું ને આખું બહાર કાઢી નાંખે છે જો કે આવું સાહિત્ય અંદર કંઈ ખરાબ અસર કરે તે પહેલાં બહાર નીકળી જાય તે જ સારું છે છતાંયે થોડી ઘણી અસર તો કરે જ વૈદની પડીકી ખાઓ ને તુરત ઊલટી થઈ જાય તો યે કહેશે કે થોડી ઘણી તો અંદર રહે જ ને એની અસર તો થવાની જ તેવું જ કંઈક આવાં પુસ્તકોનું છે. મન પર થોડી છાપ તો એ મૂકી જવાનાં જ. માટે જ પુસ્તકોની પસંદગી કરનારે પૂરતો વિવેક રાખવાની જરૂર છે.

ભલે લખનાર ફાવે એવું લખે કે છાપનાર સ્વાર્થ ખાતર ફાવે એવું છાપે ને ફાવે એ આપણી સમક્ષ ધરે, છતાંયે ભુખ્યો સિંહ જેમ તૃણને ન અડે તેમ આપણને પણ વાંચનની સખત ભૂખ લાગી હોય છતાંયે ગંદા, ગલીપચી કરાવતા, ઉશ્કેરાટ કરાવતા કે નમાલા સાહિત્યને તો ન જ અડકીએ. ને સારાં જ પુસ્તકો, વિવેકપૂર્વક પસંદ કરીને વાંચીએ. ને પછી તે પર વિચાર કરીએ, મનન

કરીએ ને તેને વાગોળીને મનમાં ઉતારીએ તો વાંચ્યું લેખે, સમય કાઢયો લેખે—બાકી તો-કહે ક્યાં ? તો કહે હતા ત્યાં ને ત્યાં જ. બલ્કે થોડા ઘણા પાછળ જવાના. એ ન ભૂલીએ કે સારાં પુસ્તકોનું વાંચન એ તો એક પ્રખર બુદ્ધિશાળી, ચારિત્ર્યવાન, વિદ્વાન માણસ સાથેનો સમાગમ છે ને સમાગમ જો કરવો જ હોય તો એવાનો કરવો બાકી એકલા રહેવું શું ખોટું છે ?

ટીનપાટિયાની ટોળીમાં ભળવા કરતાં, એકલા રહીને કંઈ બીજી પ્રવૃત્તિમાં પડી જવું વધારે હિતાવહ નથી ?

આવા કચરા વાંચનનું વ્યસન એ દુર્ગુણ છે જેટલો વહેલો એ જશે એટલો ફાયદો જ થશે–એમ હું તો અનુભવે જાણી શકી છું.

અર્ચનાને સુંદર તક મળી ગઈ, બધે ફરી આવશે, ને જોઈ આવશે–આવ્યા પછી ત્યાંનો અનુભવ લખવાનું કહેજે...એનું લખાણ મને ગમે છે. લાગે છે કે કદાચ તારો વારસો રાખે. મોરનાં ઈંડાને કંઈ ચીતરવાં પડે ?

સૌ કુશળ છીએ. એ જ.

લિ. તારી બેન કુમુદનાં સ્નેહસ્મરણ

## પત્ર ૧૯ મો

પ્રિય સુધાબેન,

તારો પત્ર મળ્યો, અને સાથે જ મોકલેલ મહેશકુમારનો પત્ર પણ મળ્યો મારો પત્ર તે એને વાચવા મોકલ્યો તે મને ગમ્યું નહિ, કારણ કે તને તો હું મારા મનની વાતો ફાવે તેમ લખી શકું—પરન્તુ એ અજાણ્યા છે ને એના જ પુસ્તક પર મેં ખાસ ટીકા કરી હતી. એ એને ગમે નહિ જ. .ઉપરાંત એ લખે છે તેમ મારી સમજ કેટલી? ને તે જ કારણે ટીકા કરવાનો મને અધિકાર પણ કેટલો?'

એમની વાત ખરી છે, પરન્તુ એ મોટા સાહિત્યકાર ને વિદ્વાન ભાઇને એટલું તો કહું જ કે ભાઈ બધા જ કેળવાયેલાં કંઈ ડીગ્રીધારી હોતાં નથી ને બધા જ ડીગ્રીધારી કંઇ કેળવાયેલાં હોતાં નથી. અને કોઇ પોતાની ક્ષતિ તરફ ધ્યાન ખેંચે તો એના ઉપર છ છેડાઈ પડવું એ કેળવણીની નિશાની તો નથી જ, અને હાં ઘણીવાર પ્રાપ્ત કરેના જ્ઞાન કરતા આ બધું સમજવા માટે હૈયાઉકલત વધુ કામ આપી જાય છે ..મધની મીઠાશ ને સુદર્શનની કડવાશ પારખવા માટે નિશાળે બેસવાની જરૂર નથી સાહિત્યમાં બીજું શું છે તે સમજું કે ન સમજું પરન્તુ એમાં મનને કે તનને તન્દુરસ્ત કરવાનો મસાલો છે કે ગંદુ કરવાનો એ સમજવા માટે લેખક કે સાહિત્યકાર બનવાની જરૂર નથી જરૂર છે ફક્ત સાદા જ્ઞાનની જ ને એટલું યે મારામાં નથી એમ તો નહિ કહે ને?

ગમે તેવું પુસ્તક લખાય પણ એને સાહિત્ય જ કહેવાય એ વાત મને તો મંજૂર નથી મારું ચાલે તો જેમ, રેડિયો પર એ કલાસ,

કરે એમાં કશું કહેવાનું નથી પરંતુ લેખને ધાર્યું રૂપ આપીને, જનતાને વેચી મારે છે, ને કમીને એમના ગજે ફિનારે છે ત્યાં જ મને તો વાંધો છે ને એક વાર એ પદાર્થ લોકોને ગમી જાય, પછી પેલા મહામહેનને, ને વધુ પરિશ્રમે મગના સારા ધો માટે કોણ પ્રયત્ન કરે કહે જોઉં ! માણસ કેટલું લખી શકે છે, કેટલો બુદ્ધિશાળી છે, એની પાસે કેટલી શક્તિ છે, ને દશ્મોની સાહમારી કેટલી કરી શકે છે...ને જોવા કરતાં હાલ એ કેવો છે, ને શું થઈ શકે કે, એ જ જોતું હું તો વધારે પસંદ કરું.

એ લખે છે કે "જેવું સંસારે તેવું જ સાહિત્યે હોય તો સાહિત્યનો અર્થ જ શો ! નરી આંખે દેખાય, એ જ બધું અર્થાત્ સ્નેહ, ક્ષુધા, મોહ, લોભ, હિંસા, ઈર્ષા, દારિદ્રય વગેરે સમૃદ્ધિથી જ સાહિત્ય ભરીએ તો એમાં ઊંડાણ શું આવે ! ઉપરચોટિયું જ બને. મનુષ્યને બરાબર સમજવા માટે એના આંતરમનને સમજવું જ રહ્યું, એના અંધકારઘેરા મનમાં ડૂબકી મારવી જ રહી. ને એ ડૂબકી મારતાં મહામૂલાં મોતી હાથ આવે જ. કારણ કે ત્યાં જ ગૂઢ રહસ્યમય નાટક ખેલાય છે." ખરી વાત છે. એ મહામૂલાં મોતી લેવા માટે અંધકારઘેરા મનમાં ડૂબકી મારતા કદાચ એકાદ મોતી હાથ પણ લાગે એ સંભવ છે પરન્તુ તે સાથે આસરેલા નીરને ડહોળી નાખીને, કેટલો કાદવ પણ ઉપર આણો છો તે તરફ લક્ષ જ જતું નથી કે શું ! એ એક મોતી તો એકાદને ગમશે પરન્તુ પેલા કાદવવાળું–ડહોળું પાણી સૌને પીવું પડશે એનો વિચાર કરવો પડશે કે નહિ ?

એ લખે છે કે "જાતીય પ્રશ્નોનો 'Sex'નો અસ્વીકાર કર્યે કે એના પ્રતિ દુર્લક્ષ કર્યે ચાલશે નહિ જ, ને શરીર હશે ત્યાં મન પણ હશે જ ને એ તેમ છે તો પછી જેમ તનને ભૂખ લાગે કે તેવી જ મનને પણ લાગે છે ને એ મનની ભૂખ એ કઇ રીતે

સંતોષશે? અને જે સાહિત્યે દેહની ક્ષુધા દેખાડી શકાય તો મનની શા માટે નહિ? આ બેને બે ચાર જેવો જ સીધો હિસાબ પણ તમારી બેનપણીની સમજમાં ઊતરતો નથી જાણીને નવાઈ લાગે છે ...નવાઈ જ શા માટે એમની દયા આવે છે." દયા તો મને એમની આવે છે, તે એટલું જ કહેવાનું મન થાય છે કે ભાઈ! આમાં તું યે શું કરે ' જાતે જ ગરીબ બીજાને શું આપી શકે? અને દુકાનમા માલ હોય એ જ બીજાને આપેને? અને વેચવા માટે પોતાની દુકાનના માલને વખાણવો જ પડે ને? સાહિત્યનો જેણે વેપલો જ માડયો છે, એની દષ્ટિ નફાતોટા પર જ રહેવાની ને પરિણામે ખરાબ માલને પણ સારો ગણાવીને, સારાના નાણા લઈને એ-સડેલો માલ ગ્રાહકને માથે મારવાનો જ—એમા જ એની હોંશિયારી ગણાયને?

એ લખે છે કે "આ પ્રગતિનો જમાનો છે, ધરતી પરનો મનુષ્ય ચંદ્રલોકમાં જઈ રહ્યો છે, ત્યારે આપણે...હજીયે ક-ખ-ગ-ઘ, ઘૂંટતા જ બેસી રહીએ તે નહિ ચાલે." આ જવાબમાં એટલું જ કહુ કે ક-ખ-ગ-ઘ ઘૂંટયા સિવાય આગળ જવાતું પણ નથી. ઊંચા સોપાને પહોંચવા પહેલાં નીચલાની મદદ લેવી જ પડે છે અને હા—ઊડવાની વાત તો બરાબર છે પરન્તુ કોઈએ કહ્યું છે કે માણસ દોડતાં શીખ્યો, પાણી પર તરી જતાં શીખ્યો, હવામાં ઊડતાં શીખ્યો, પરન્તુ હજી એ બરાબર ચાલતાં શીખ્યો નથી...ને પહેલી જરૂર છે, સારી રીતે ચાલવાની એ વાત તો એ લેખક મહાશય પણ કબૂલ કરશે ને? એ લખે છે કે "સાહિત્યમાં આદર્શનો જ આગ્રહ શા માટે? સત્ય શા માટે નહિ? આ વાસ્તવિકતાના જમાનામાં જે સંસારે છે તે સાહિત્યે શા માટે નહિ? અને તમારી એ સામાજિક કાર્યકર્તા બ્હેનને જાતીય વિષયોની ચર્ચા પર આટલી ઘૃણા શા માટે છે? એ જોશે તો એમને 'Sex' ચારે તરફ દેખાશે ખજુરાહોવાળાં કે જગન્નાથપુરીનું મંદિર જ જો...એ બધી કારીગરીમા

આ નથી તો શું છે? એની તરફ તમારી બેનપણી આંખ વીંચી જશે એટલે એનું અસ્તિત્વ થોડું જ મટી જવાનું છે? એ મહાન લેખકોની અને એમના મહાન સાહિત્યસર્જનની ડફાસ મારે છે તો એ માટે મારે એટલું જ કહેવાનું છે કે એ કાળના સાહિત્યમાં પણ નારીને નરકનું દ્વાર કહી છે, પાપમયા, માયામયી કહી છે ને એને કારણે પુરુષોના થયેના સ્ખલનોના વર્ણનોથી પાના ભરેલાં પડયાં છે તે બધુ સાખી લીધું પરન્તુ આજનો લેખક એ જ વાત જરા જુદી રીતે કહે છે અર્થાત્ એ રકતમાંસભર્યો દેહ લઈને નાગી પુરુષ સાથે સંપર્ક સાધે છે એમ લેખક લખે તો જાણે એમના માથે આભ તૂટી પડે છે, ને ધરતી રસાતળ ચાલી જવાનો ભય ઊભો થઈ જાય છે–સાહિત્ય ગંદુ બની જાય છે ને ફેંકી દેવા જેવું બની જાય છે. આ એક કેળવેલી સૂગ નથી તો બીજું શું છે તે કહેશો?"

એને તારે સૂગ કહેવી હોય તો સૂગ કહેને ઘૃણા કહેવી હોય તો ઘૃણા કહે! ફાવે તે કહી શકે છે એમાં મને જરાયે દુ:ખ લાગવાનું નથી મારી વાત એમને ગમે કે ન ગમે પરન્તુ મને જે લાગે છે તે કહેતા હું અચકાઈશ નહિ તે ચોકકસ છે એમણે પુરાણકાળના દાખલા આપ્યા તે ખોટી રીતે અપાયા છે એ કાળના સાહિત્યે એ વાત કહી છે પરન્તુ એવી રીતે કહી છે કે એની અસર મંગળકારી થાય, પરન્તુ આજનુ સાહિત્ય તો લલચાવીને એ લપસણી શેવાળમાં ખેંચી જવા મથતું હોય એવું લાગે છે અને એમાં કશુ જ ખોટુ નથી એમ પ્રતિપાદન કરવા માગે છે, ને ત્યાં જ બે વચ્ચે મોટો તફાવત છે

ઘરમાં મોરી પણ હોય છે ને દીવાનખાનું પણ હોય છે, પરંતુ આપણે ઘેર બહારનું કોઈ મળવા કે બેસવા આવે તેને મોરી પાસે નથી બેસાડતા, સુંદર રીતે સજાવેલા દીવાનખાનામાં જ બેસાડીએ છીએ, અને એ દીવાનખાના સુધી જો ભૂલેચૂકે પેલી મોરીની

બદબો આવે તો એ મોરીને ફિનાઇલ વગેરે નાંખીને તુરત એ ગંધ હટાવી દઇએ છીએ. કોઇને ગંધ ગમતી નથી, સૌને સુગંધ જ ગમે છે, માટે જ દીવાનખાનામાં ધૂપ અગરબત્તી મુકાય છે, કાંઇ ભરેલા ખદબદતા કમોડ નથી મુકાતાં...

જ્યા ઘર હોય ત્યાં જેમ મોરી હોય છે, દીવાનખાનું હોય છે તેમ સૂવાનો ઓરડો કે સ્થળ પણ હોય છે ને ત્યાં પતિ-પત્ની સૂએ છે, પ્રેમ કરે છે ને એમને છોકરાં પણ થાય છે. આ વાત કોઈથી અજાણ્યુ નથી, તો પછી એ બંધ બારણે થતું વર્તન, જે છૂપું જ રહેવા જેવું છે, એને જાણી જોઈને જાહેરમાં લાવીને, ચર્ચીને, સાહિત્યે ચડાવીને કોનું કલ્યાણ થવાનું છે તે કહેશે!

મનના અંધારઘેરા ઊંડા મનનો તાગ લેવાને બહાને...ગંદી વાતો લખવામાં જ સરી પડાય છે ને પરિણામે એ અંધકારઘેરા મનમાં ભમતાં ભમતાં...અંતે અંધકાર ને દુર્ગંધ જ ગમવા લાગે છે. એવું ન બને, અને સાહિત્યે આ ગંદવાડ ન ફેલાય માટે જ કહું છું કે એ અંધકારમાંથી જેટલા જલદી પ્રકાશમાં આવી જાય એટલું લાભમાં છે, એમ હું તો માનું છું.

એ એમ પણ લખે છે કે "આદર્શ, આદર્શ જ શા માટે! ને આદર્શમય જો લખવું હોય તો નવલકથા કે નાટક શા માટે લખવું! બધા રામાયણ, ભાગવત લખવા જ બેસી જાય કે પત્યું. ન રહે બાંસ કે ન બજે બાંસુરી. તમારી બેનપણી એક વાત ભૂલી જાય છે કે વર્તમાનકાળ એક મસ્ત કાળ છે ને એની અસર લેખક પર પણ થાય છે જ. ઉપરાંત આ કાળની જે માંગ છે, જે હક્ક છે તે પણ લેખકે સમજવો રહ્યો જ. આધુનિક યુગના સાહિત્યકારે વર્તમાન કાળનું વર્ચસ્વ માન્યા સિવાય છૂટકો જ નથી, ને જ્યારે એ કાળને લક્ષમાં લઇને એના સાહિત્યમાં ચરિત્રચિત્રનું નિર્માણ કરે છે ત્યારે

એના મનમાં રહેલી જટિલ ગ્રંથિઓને પણ એ ચર્ચવાનો જ. ને જો એ ન ચર્ચે તો હું તો એને ખરો સાહિત્યકાર 'શિલ્પી ન જ' કહું."

"સાહિત્યકારનું કામ છે આનંદ આપવાનું, મનોરંજન પૂરું પાડવાનું. ને જેવાં સ્ત્રી-પુરુષો છે, તેવાં જ દેખાડવાનું...આદર્શનો ઓપ ચડાવીને, માનવને દેવ તરીકે દેખાડવાનું નહિ જ...ને ઉપદેશ આપવાનું તો હરગીજ નહિ નહિ ને નહિ જ. એ કામ છે પંડિતોનું, સંતોનું ને મહાત્માઓનું, સાહિત્યકારોનું નહિ જ"

હું તો માનું છું કે સાહિત્યકારોનું પણ એ કાર્ય છે જ. એ આમ હાથ ધોઇ નાંખે તે નહિ ચાલે એમનું સાહિત્ય ઘર ઘરમાં વંચાય છે, અનેકનાં માનસ ઘડે છે માટે એમની જોખમદારી ઘણી છે એ વાત એમને સમજવી પડશે જ.

એ છેલ્લે બહાદુરીથી લખે છે કે "અમુક પુસ્તકની જોરદાર ટીકા કરનારાઓ પણ એ પુસ્તક ખાનગી તો વાંચી લે છે જ.'

આ વાત કંઈ ગર્વ લેવા જેવી નથી. વાંચતા હોય એ સંભવ છે, પણ એ વાંચનારનું મન તન્દુરસ્ત નહિ જ હોય તે ચોક્કસ છે. શરમથી છડેચોક વાંચી ન શકાતા હોય એ જ આમ ખાનગી વાંચવા પ્રેરાય છે ને વાંચે પણ છે પણ તેથી જ તો આવા લેખકોની જોખમદારી ઘટવાને બદલે વધે છે.

જેમ રેડિયો પરનો કાર્યક્રમ આબાલ-વૃદ્ધ ઘરનાં સૌ સાથે મળીને માણે છે તેમ પુસ્તકો પણ સૌ વાંચે છે, માટે જ એમાં એવું પિરસાવું જોઈએ કે સૌ સાથે બેસીને વાંચી શકે, ચર્ચી શકે ને માણી શકે.

જે સાહિત્ય કોઈથી છુપાઈને ખાનગી ખૂણામાં જ વાંચવું પડે એને સાહિત્ય જ કેમ કહેવાય? તારા લેખક મિત્રને કહેજે :

એના માટે બીજો શબ્દ શોધી કાઢે. ભેજું ઘણું ફળદ્રુપ છે એટલે શોધી શકશે જ એની મને ખાતરી છે. મારો પહેલો પત્ર તેં મારી વગર રજાએ એને મોકલ્યો, ને એણે મારા પર અણછાજતી ટીકા કરી ..માટે જ આ જવાબ મોકલું છું ! ને આ વખતે તો ખાસ આગ્રહ કરું છુ કે આ પત્ર તો જરૂર એને મોકલજે જ.

વધુ પછી...કુશળ હશો.

લિ. તારી બેન કુમુદનાં સ્નેહસ્મરણ

## પત્ર ૨૦ મો

પ્રિય સુધાબેન,

તારો પત્ર મળ્યો. તારી વાત માનું છું. આ જમાનો પ્રગતિનો છે તે પણ કબૂલ કરું છું. પાંચ માણસની વચમાં બેસીને જે વાત આગળના વખતમાં નહોતાં કરી શકતાં તે વાત આજે સ્ત્રી-પુરુષ ભેગાં બેસીને ચર્ચી શકે છે. સ્ત્રી-પુરુષના નાજુક સંબંધો વિષે પણ આજે છડેચોક ચર્ચા થાય છે. છતાંયે એ સાંભળતાં જો અમુકને આઘાત લાગે તો એ વ્યક્તિની બુદ્ધિ ઓછી છે કે એ વ્યક્તિ જૂના જમાનાની જ છે એમ તો કેમ માની લેવાય?

"દરેક કાળમાં લેખક એની મર્યાદા સમજીને લખે છે ને લખવું જોઈએ. અને એ મર્યાદા ક્યાં અને કેટલી જરૂરી છે, તે કાળે કાળે બદલાયા જ કરે છે." તારી આ વાત પણ માની છતાંયે એ ભૂલવું ન જોઈએ કે કાળે કાળે ભલે બધું બદલાય પણ એના સનાતન નિયમો અને સિદ્ધાંતો બદલાતા નથી જ. જૂઠું તે જૂઠું જ રહેવાનું ને સત્ય તે સત્ય જ રહેવાનું. લેખક ફક્ત વર્તમાન કાળ ને તેની માંગ કે અભિરુચિ સંતોષવા જ જો પ્રયત્ન કરે તો એ સાહિત્ય ક્ષણજીવી જ બની જાય, ને તેમ કરે તો ક્ષણભર નામ, કીર્તિ મેળવી જાય, ધનદોલત પણ કમાઈ જાય...પરંતુ એની પ્રતિભા તો એળે જ જાય એમાં મને શંકા લાગતી નથી. આજ-કાલ આવું લખાણ ચાલે છે, આવી વાર્તાઓ ને નાટકો ચાલે છે, લોકોને આવાં જ ગમે છે માટે આપણે આવું જ લખવું એ વિચારધારા જ ખોટી છે.

તારી એ વાત ખરી છે કે "ઘણીવાર સાંસારિક સત્ય સાહિત્યનુ સત્ય ન પણ બને, અને વાર્તા કે નાટકોમાં નર્યું ભેળસળ વિનાનું સત્ય ન ચાલે. જો સત્ય હકીકતો જ જેમ બની હોય તેમ જ મકી દે તો એ ઇતિહાસ બને. સાહિત્ય નહિ જ ...ને તેથી જ સાહિત્યમાં સત્ય અને કલ્પનાની મિલાવટ કરવી પડે જ. રૂપિયામાં ફક્ત રૂપું જ ન ચાલે...રણકાર કરવા માટે બીજી ધાતુ મેળવવી પડે જ" બીજી ધાતુ મેળવવાની કોઈ ના નથી કહેતું, પરન્તુ બીજી ધાતુ એટલી બધી તો નજ મેળવાયને કે જેથી મૂળ ચાંદી જ ડૂબી જાય ? જે સાહિત્યની રચના સત્ય પર નથી થતી તે સાહિત્ય ક્ષણજીવી બને છે, આજકાલ થોકબંધ સર્જાતા સાહિત્ય તરફ નજર કરીશ તો તને જ તેની પ્રતીતિ થશે. ચોમાસાનાં અળશિયાં જેમ જન્મે છે ને ક્ષણ બે ક્ષણ જીવી મૃત્યુ પામે છે તેવું જ કંઈક આજના સર્જાતા સાહિત્યનું થઈ રહ્યું છે.

કોઈક જ પુસ્તક બીજી વાર વાંચવાની ઇચ્છા થાય એવું હોય છે ને ભાગ્યે જ એવું પુસ્તક મળશે કે જે અવારનવાર વાંચવું ગમે. એવાં પુસ્તકો પણ છે, કે જેને પ્રગટ થયાં વર્ષો થઈ ગયાં; અનેક વાર વંચાયા છતાંયે થોડા ગાળા પછી વાંચો તો પહેલીવાર વાંચતાં હોઈએ એટલી જ મજા પડે છે, પરન્તુ આવા પુસ્તકો કેટલાં ? અને એમાંયે આ તારા કહેવાતા પ્રગતિના જમાનામાં એવા કેટલાં લખાય છે તે તું જ વિચારી જોજે.

તું લખે છે કે "દેશ, કાળ ને સંજોગો પ્રમાણે નીતિનાં ધોરણ જુદાં હોય એ પણ સંભવ છે. એક કાળે પતિ સાથે સ્ત્રી બળી મરતી ને તેને સતી કહેતા, આજે એમ કોઇ નહિ કહે. એક કાળે વિધવા સ્ત્રીને મુંડન કરાવવામાં જ નીતિ ગણાતી આજે એમ કોઈ નથી ગણતું...એક કાળે ઘૂંઘટમાં જ નીતિ ગણાતી

આજે એમા જ ગવીપણુ દેખાય છે" માગ ગળે ઉતારવા સારા દાખલા આપીને તે જે સિદ્ધ કરવા માગ્યુ છે તે મને મંજૂર છે જ. છતાંયે એટલુ જરૂર કહુ કે સંજોગો ને સમય પ્રમાણે નીતિના ધોરણ બદલાય, પરન્તુ નીતિનાં ધોરણ સમૂળગા જ ચાલ્યા જાય તેવા સમાજની તો હુ કલ્પના યે કરી શકતી નથી

કાળ ફરે છે, ને વ્યક્તિમા પણુ કાળે કાળે ફેરફાર થાય છે, છતાયે અમુક કાર્ય તો કોઈ પણુ કાળે કોઈ કરી શકે જ નહિ દાખલા તરીકે કોઈ મૂર્તિ પર થૂકીએ તો? મંદિરના ગર્ભદ્વારમા મૂર્તિ સામે જઈને જુગાર રમવા બેસીએ તો? કે અચાનક મનમા તેર આવે ને સૌની વચમા નગ્ન થઈને બેસી જઈએ તો? આ બધુ કેવુ લાગે? "કાળે કાળે નીતિનાં મૂલ્યો બદલાય તે માન્યુ ને સમાજ પ્રમાણે પણુ બદલાય" તેયણુ કબૂલ છુ! નાગાબાવાની જમાનમા જેમ કપડાં પહેરવા તે નીતિ વિરુદ્ધ છે તેમ આપણી જમાતમા નાગા થઈને ફરવુ તે વિરુદ્ધ છે એટલુ તો હુ યે સમજી શકુ છુ મેં વળી કયારે કહ્યુ કે "લેખક થવુ સહેલુ છે?" હા, ભાઈ હા લેખક થવુ અઘરુ છે "ફક્ત શબ્દોનો ભડાર ભર્યો હોય કે વ્યાકરણમા પારગત હોય તેથી કંઈ લેખક બની જવાતુ નથી, એટલા થોડા જ માન પર કઈ સાહિત્યસૃષ્ટિની રચના થઈ શકતી નથી" ખરુ છે માટે જ તો કહુ છુ કે પ્રભુએ જેમને આવી શક્તિ આપી છે, એવા લેખકો શા માટે આવા ગંદા ચૂંથણા ચૂંથવામા, ને અળશિયા જેવા ક્ષણજીવી સર્જનો પ્રકટ કરવામા સમયની બરબાદી કરતા હશે?

મહેશકુમારના પત્રમા હતુ કે "જે વ્યક્તિને કોઈ ખરાબ કામ કરતા ખરાબ નથી લાગતુ તો એનુ વર્ણન કરવામાં લેખકને શા માટે ખરાબ લાગવુ જોઈએ. પ્રેમ-પ્રેમની માયાફોડ કર્યા વિના સત્ય હકીકત લખવી તેજ બરાબર છે ને તે સત્ય હકીકત લખવા

માટે, એ વ્યક્તિના જીવનનો ખૂણે ખૂણો ફરી, તપાસીને, હોય તેવો, વાચક વર્ગની સામે મૂકી દેવો તે જ એનું કર્તવ્ય છે. કદાચ એનું નગ્ન સ્વરૂપ જોઈને અમૂક સુગાળવા વાચક વર્ગને આઘાત લાગે, કદાચ એમણે માની લીધેલા નીતિ-નિયમના ધોરણને પણ આચકો લાગે તો એમાં લેખક શું કરે ?"

આ વાત સામે જ મેં મારો વિરોધ દર્શાવ્યો હતો. સાહિત્યકાર મારે મન માળી જેવો છે. એ માળી સતત મહેનત કર્યા પછી એના બગીચામાં જે ફૂલ ઊતરે છે તે જ આપણી સમક્ષ ધરે છે. માળીને કોઈ કહે કે...ચાલ ભાઈ, મને તારો બગીચો બતાવ—તો એ સુંદર ફૂલ, છોડ, ફૂલક્યારીઓ બતાવશે. દૂર કચરાના ગંધાતા ઢગ પાસે નહિ જ લઈ જાય. આ અબોધ ને અજ્ઞાન માળીને પણ શું બનાવવું ને શું નહિ તેની સૂઝ છે. એ જાણે છે કે ફૂલ જોઈ ને જ મન પ્રફુલ્લ થવાનું છે તેથી એ ફૂલ જ બનાવે છે, અને એ ફૂલ ઊગાડતાં...જે ગંદવાડ ચૂંથવો પડે છે, કાદવ કીચડમાં હાથ નાખવા પડે છે, એ એ જ નાંખે છે, ને આપણને તો સુગંધિત મજાનું મહેકતું ફૂલ જ આપે છે. માળી તો શું એકસાદી સુયાણી પણ આ વાત જાણે છે, પ્રસવકાળનો ગંદવાડ એ ચૂંથે છે ને આપણી સામે તો રૂપાળું ગલગોટા જેવું મોહકડું બાળક જ ધરે છે...

ઉપમા કેવી છે તે ન જોતી પણ હું શું કહેવા માગું છું તે આમાંથી તારવી લેજે. મહેરબાની કરીને ભાવાર્થ સમજવા પ્રયત્ન કરજે ને ભાષાનાં ચૂંથણાં ચૂંથીને દૂધમાંથી નકામા પોરા કાઢવા પ્રયત્ન ન કરતી.

અંધારઘેરા મનનો કાવે તે ખૂણો ભલે લેખક પોતે ફરી વળે, જોવાનું જોઈ વળે—પણ જ્યારે એ બધાને અંતે, જે સર્જન

ાપણી સમક્ષ ધરે તે માળીના ફૂલ જેવું જોઈએ. એમાં પછી .વાડની ગધ ન જ જોઈએ...

લેખકોનો બચાવ કરતા તુ લખે છે કે "એમ તો કવિ લિદાસે શાકુન્તલમા શકુન્તલાનાં અગ-ઉપાંગનુ વર્ણન કયા ી કર્યું ? નળાખ્યાનમાં દમયતીનાં અગ-ઉપાગનુ કેટલુ ર્ણન છે?" વગેરે વગેરે એ કહેતી વખતે તું એક વાત ભૂલી ય છે ને તે એ કે દરેક લેખકમા આવી શક્તિ નથી હોતી ી આ વર્ણન કરતા જતા એવુ લખી મારે છે કે વાચનારના ન પર નારીના એક સુડોળ દેહની છબી અંકિત થવાના બદલે ડોળ ચિત્ર જ અકાય છે ને એ વર્ણન દ્વારા જ્યારે આખો દેહ ાઈ જાય છે ત્યારે દેહ સુદર, સુડોળ ને ભવ્ય લાગવાને બદલે તા ચીતરી ચડે એવો બની જાય છે આવા લેખકોને તો હવું જ કહુ કે લખે ત્યારે એક વાત ન ભૂલે કે સ્ત્રી ક્ષણભરને ે જ પત્ની છે, અનત કાળને માટે તો એ માતા જ છે

પેલુ પુસ્તક વાચનાં એમાં જે સ્ત્રીના અગ-ઉપાંગનું કે એની થે લેવાઈ રહેલી છૂટનુ વર્ણન આપ્યુ છે એ વાંચતા થયું કે ણે કોઈ જીવતા માણસનાં હાડમાસ એ લેખક પોતે ચૂથી રહ્યો ને આપણી પાસે ચૂથાવી રહ્યો છે

તુ ટીકા કરે છે તે કદાચ ખરી હશે કે "માણસ વીસ ાનો હોય ત્યારે જમાનાથી આગળ ચાલે છે, ચાળીસમા જમાના થે ચાલે છે ને પછી તો જમાનાની પાછળ જ રહી જાય છે . કુમુદબહેન, તું ચાળીશ તો કયારની વટાવી ગઈ છું," હા, બેન વટાવી ગઈ છું ને તે કયારની પણ તેથી શું ? સાઠે બુદ્ધિ ઠી નથી. બલ્કે અનુભવના ઉમેરા સાથે વધી છે, વધવી જોઈએ. ારના કારણે કદાચ જમાના સાથે કદમ ન ઉપાડી શકીએ એનો ું જમાનો ન 'જાણી શકીએ એમ તો કેમ થાય જ !

હું જમાનો જાણું છું ને સમજું છું ને બારીકાઈથી એનું નિરીક્ષણ પણ કરી રહ્યો છું. હું જોઉં છું કે આજકાલ લેખકોમાં એક એવો વર્ગ પણ છે, જેમને માટે, જાતીય આકર્ષણની વાત કરવી, કે કામુકતાનું 'રસભેર' વર્ણન કરવું એ તદ્દન સ્વાભાવિક લાગે છે. માનસશાસ્ત્રના ઓઠા નીચે તેઓએ Sex Conscious મનને, અને મનના ચેતન અચેતન સ્તરોને એવી રીતે ઉખેળવા, ડોળવા ને ચૂંથવા માંડયા છે કે વાંચનારને ગલીપચી જ થાય...ને વાચનને અંતે મન ગંદું જ બને.

એ વર્ગના લેખકો માને છે કે આપણા બાપદાદા પરણ્યા, એમને છોકરાં થયાં, પરન્તુ એ બધું અજ્ઞાનતામાં જ થઈ ગયું એમને Sexનું ખરું ભાન જ નહોતું ને એ ભાન કરાવવા જ ફ્રોઈડે જન્મ લીધો છે ને આજે એ જે કંઈ કહે છે તે જ જાણવા જેવું છે બાકી બધું મિથ્યા છે. અત્યાર સુધી શેક્સપિયર, કાળિદાસ ભવભૂતિને બરાબર સમજ્યા નહોતા—ઓળખ્યા નહોતા, આજે ફ્રોઈડે જ એમની સાચી ઓળખ કરાવી એમ એ લેખકો માને છે!

શેક્સપિયર જેવા મહાન લેખકને પણ ખબર નહોતી કે હેમલેટ પોતે જ એની માતા પ્રેમમાં પડ્યો'તો...પરન્તુ જે વાત જમાનાના જીવતવાણી શેક્સપિયરે નહોતી જાણી તે વાત આજે ફ્રોઈડનો શિષ્ય જાણે છે. એ જાણે છે કે હેમલેટમાં વિકૃતિ હતી. એનામાં Perverted Sex mentality હતી માટે જ એની માતાના વર બની બેઠેલ કાકાની એને ઈર્ષા હતી...ગજબ છે તારા આધુનિક લેખકની કલ્પના...ક્યાં શેક્સપિયરના ભવ્ય કલ્પના અને ક્યાં પુત્રની મા પ્રતિ આવી હલકી દૃષ્ટ નિંદક ભાવના બતાવતો માનસ-શાસ્ત્રનો નિષ્ણાત અને તેના શિષ્યોની ભાવના? ખરો કળાકાર, ખરેદ લેખક આવી ગંદી વાતોનાં ચૂંથણાં ન ચૂંથે, ન ચૂંથાવે...એમનો વિષય

હોય છે સ્ત્રી–પુરુષ, તેમના જીવન ને જિન્દગીનાં ચઢાણ–ઉતાર. લેખક એમની પશુવૃત્તિઓ જુએ છે, જાણે છે...પરન્તુ એને એ રીતે ચીતરતો નથી. જરૂર પડે ત્યાં એ તરફ ઇસારો કરી દે છે, એને સ્હેજ સ્પર્શી લે છે, ને આગળ વધે છે પ્રેમનાં વર્ણન પોપલાં ન હોય–ને પ્રેમકિસ્સાઓ તો ઘણાયે વાંચ્યા છે. લયલા–મજનું, શીરીં–ફરહાદ, રોમિયો–જુલીએટ, શેણું–વિજાણંદ, સોહિણી–મેહાર, આ બધી વાતોમાં પ્રેમ ભર્યો જ કોને! છતાયે કયાંઈ એમાં દેહનાં ખેંચાણ જોતાં નથી. ભવોભવનાં સાથી છે, એકમેકના આત્મા એક છે એના ભવ્ય પ્રેમનું દર્શન થાય છે. કયાં આવાં દિવ્ય પ્રેમીઓ અને કયાં આજનો પેલો ઘેલો બબૂચક.. વિષય વાસનાનો નર્યો કીડો ને એ જ વાસનાને ઉત્તેજન આપવા માટે અનેક ઔષધોનું સેવન કરતો માયકાંગલા માનવદેહનાં સ્વાંગમાં જીવતો એક જંતુ.

પતિને પત્ની ચાહે તે કરતાં પરને ચાહે એમાં લેખકને કોણ જાણે શું આનંદ આવે છે તે જ હું સમજી શકતી નથી...તે જે પુસ્તક મોકલ્યું છે તેમા પણ એ જ ટાયલા છે..વગર કારણે પ્રેમાળ પતિની મળેલી પત્નીને બીજાને ચાહતાં દેખાડી છે–ને બીજો ત્રીજીને ચાહે છે. પેલા ભરથરીના અમરફળ જેવું જ. પરન્તુ એ વાતોમાં સ્ખલનને સ્ખલન તરીકે દેખાડયું છે માણસ ભૂલ કરી એમે પરન્તુ એવી ભૂલનું ભયંકર પરિણામ પણ દેખાડયું છે. ગજા ભરથરી ભેખ લઈને ચાલ્યા જાય છે ને પિંગળાના પશ્ચાતાપનો પારાવાર રહેતો નથી. ને યુગે યુગે એ નિંદાણી છે. આજનો લેખક આનાથી ઊંધું જ કરે છે, એ પાપને પાપ કહેતો નથી, માનતો નથી. એ કહે છે કે એ કુદરતી ભૂખ છે ને ભૂખ સંતોષવી એમાં કંઈ ખરાબ નથી. થોડા દિવસ પહેલાંજ અહીંની કોલેજમાં મેં એક નાટક જોયું. નામ તો ભૂલી ગઈ છું પરન્તુ એમાં

પરણ્યાને આગલે જ દિવસે કન્યા એના પ્રેમીને મળે છે ને માગણી કરે છે કે મારે પહેલું બાળક તો તારું જ જોઈએ. પેલો સમજાવે છે કે તું કાલ તો પરણે છે. હવે તું એની થઈ ચૂકી છે તો આ જાતના માગણી ખોટી છે. તેના જવાબમાં સ્ત્રી કહે છે કે હું એની ભલે હોઉં પણ પહેલું બાળક તો મારે તારું જ જોઈએ ...ને એને બાળક એ રીતે થાય છે. કેટલી ભયાનક કલ્પના છે એ લેખકની? લગ્નની પવિત્રતાની કેટલી ભયંકર ઠેકડી ઉડાવી છે! આવું લખાણ વાંચીને, અને એવાં નાટકો જોઈને એટલું જ કહું કે હે લેખક! ભગવાને દયા કરીને તને ઘણું આપ્યું છે, પણ તેં એ બધાનો દુરુપયોગ જ કર્યો છે, સોનાની કટારીને તેં પેટમાં જ ખોસી દીધી છે.

તું લખે છે કે "આવા સાહિત્યની માંગ છે, માટે જ લખનાર લખે છે." માંગ છે એ શબ્દે ભારે ભ્રમ ઉત્પન્ન કર્યો છે, કોણે એ માંગ ઊભી કરી? કયાંથી થઈ? પહેલાં એવાં પુસ્તકો થયાં ને પછી એ જાતની જ માંગ થઈ કે માંગ પહેલેથી જ હતી પછી જ એવાં પુસ્તકો પ્રગટ થયાં? પહેલું ઇંડુ કે પહેલી મરઘી! પહેલું શું હતું તું કહી શકીશ? ધાર કે આવી માગ હોય તોપે સમજવું રહ્યું કે આ માંગ કુદરતી માંગ નથી, ઊભી કરેલી માંગ છે. એવા લખાણ આવ્યાં-ને માગ ઊભી થઈ છે પરન્તુ હજી આપણે ત્યાં એ નાના છોડરૂપે જ છે, તેથી એને ડામી દેવી સહેલી છે. એ નાના છોડ મોટા વૃક્ષરૂપે ફેલાય તે પહેલાં જ એને મૂળમાંથી

વાની એ બુદ્ધિશાળી લેખક વર્ગની ફરજ છે એ કહે છે તેમ કદાચ આવું લખાણ ગમતું પણ હોય પરન્તુ ક્ષણભર જ ગમે, અંતે તો એ તરફ સૂગ આવે જ છે. એક ચોર-લૂટારો હોય એને સુધરતો જોઈને જ માણસને આનંદ આવે છે, પાપી પાપ કર્યાં જ કરે ને સમાજ એને દંડયા જ કરે તે કરતાં પાપીને પશ્ચાત્તાપ કરતો ને સમાજની માફી મેળવતો જોવો વધારે ગમે છે. પાપ કરે છતાં પાપને પાપ માનીને એમાંથી છૂટવા મથતો જોવો ગમે છે, પાપમાં રચ્યોપચ્યો ને આનંદ માનતો જ જોવો કોઈને ગમતો નથી...લૂંટારામાંથી વાલ્મીકિ બને તેમાં જ આનંદ આવે છે, ઋષિમાંથી લૂંટારો બને તો મન અનહદ ગ્લાનિ અનુભવે છે. લડતાં સાસુ વહુ સામાજિક ચિત્ર છે છતાંયે મા-દીકરી જેવાં હોય તો મનમાં ખૂબ સંતોષ થાય છે. ટૂંકમાં સમાજના મોટા ભાગને સારું ઊર્ધ્વગામી જીવન જ ગમે છે, નીચે જવું કોઈને ગમતું નથી...જો સ્વભાવગત આ પ્રકૃતિ છે તો એ પ્રકૃતિના માણસને ખરાબ ગંદું નીચે લઈ જતું, ગલગલિયા કરાવતું ઉશ્કેરાટનો અનુભવ કરાવતુ લખાણ જ ગમે છે એમ કહેવું એ એમની સદ્‌વૃત્તિઓને અન્યાય કરવા જેવું છે.

એવા સાહિત્ય માટે હું તો એટલું જ કહું કે જેમ સડેલી વાનગી હોય પરન્તુ ઉપરથી સુંદર દેખાવ કરીને ભપકાબંધ કાચના કબાટમાં ગોઠવી હોય, ને ઉપર મજાના બદામ, પીસ્તા, એલચી, ચારોલી ભભરાવ્યા હોય...તે લેવા ખાવા લોકોનું મન લલચાય જ ને એ લઈને કદાચ ઉપરનું પડ ખાય પણ ખરાં. પણ પરન્તુ અંદર જરા ઉતરતાં જ થૂ થૂ કરી નાંખે...એવું જ કંઈક આ જાતના સાહિત્ય માટે થાય છે.

આ બધું લખતાં વિચાર એ આવે છે કે આજકાલના સાહિત્યમાં આટલો ગદવાડ પ્રવેશ્યો કેમ? શું સાહિત્યના ખેડાણ માટેની ભૂમિ સાવ વેરાન થઈ ગઈ છે ને ને કારણે ઊંડા ઊંડા સ્તરો સુધી ખોદકામ શરૂ કરી દીધું છે? જો આમ હોય તો

ચેતવાની જરૂર છે. પહેલાં કહ્યું તેમ સાહિત્યકાર એક માળી જેવા જ છે. ને માળી જેમ અમુક સ્તર સુધી જ ખોદે છે, ને ખૂબ જ ઊંડા સ્તરને ઉપર લાવતે નથી તેવું જ સાહિત્યકારે કરવું જોઈએ. ઊંડા સ્તર ફળદ્રુપ હોતા નથી તેથી જ મહાન લેખકોએ એ સ્તરોને એમ જ રહેવા દઈને જરૂર પૂરતું જ ઊંડાણ કરીને સાહિત્યની વાવણી કરી હતી, ને પરિણામે આપણને સુંદર પાક આપી શકયા હતા

કોઈ વાર લાગે છે કે એ મહાન લેખકોએ અમર સાહિત્યનું સર્જન કર્યા પછી જે કાદવ-કીચડ સામે નકામો મસાલો દૂર ફેંકી દીધો હતો, એ જ ઢગમાથી આજના કેટલાક સાહિત્યકારો મસાલો ઉપાડીને સર્જન કરી રહ્યા લાગે છે. કોઈ ગરીબને કચરાના ગધાના ઢગલાને ફીંદતાં ને એમાંથી કાગળના ટુકડા, લાકડાના કટકા કે એવું કઈ લેતાં, નાણનાં જોઈએ ત્યારે તેમની ગરીબી પર દયા આવે છે ને આપણે બોલી ઊઠીએ છીએ કે બી...ચા...રો... આવું જ પેલા ગંદા ઢગને ફીંદતા સાહિત્યકારને જોઈને બોલાઈ જવાય કે બી...ચા...રો...

" સાહિત્યસર્જન એ કલી કલમબાજી નથી, મગજમારી પણ છે, ચિંતન ને એના સર્જન પાછળ સતત અભ્યાસ, ને મનનની જરૂર છે " આ વાત હું જાણું છું ને માટેજ કહું છું કે કેટકેટલા ચિંતન, મનન, અભ્યાસ, મંથન અને તપ પછી જેનું સર્જન થાય તે સર્જન જો સુરુચિકર પણ ન બને તો એ સર્જનમા સંતોષ શો ? મજા શી ને અર્થ પણ શો ?

પત્ર ખૂબ જ લાંબો થઈ ગયો તો માફ કરજે...ગાગરમાં સાગર ભરી દેતાં આગ જેટલી કયાંથી આવડે. કહેવું હોય તે

ટૂંકાણમાં કહેવા શબ્દો મળે નહિ તેથી લંબાણથી કહેવું પડે. આશા છે કે લંબાણ કરીને પણ—જે કહેવું છે તે બરાબર સ્પષ્ટ કહી શકી છું. વાંચતાં કંટાળો તો નહિ આવે ને? આ વિષય બહુ ચર્ચી નાંખ્યો. હવે આ ચર્ચા અહીં જ બંધ કરીએ. બીજા પત્રમાં આ પર ઇસારો પણ નહિ કરું તે વચન આપું છું. તો પત્ર પૂરો વાંચીશ ને?

અગ્નેનાના શું ખબર છે? ત્યાં મજા પડતી હશે. અહીં સૌ કુશળ છે.

એ જ લિ. તારી બેન કુમુદનાં સ્નેહસ્મરણ.

## પત્ર ૨૧ મો

પ્રિય સુધાબેન,

બહુ દિવસે તારો પત્ર મળ્યો, અને સાથેનું છાપાનું કટિંગ પણ મળ્યું 'ઘરડાના ઘર' વિષે વાચું છુ જ ને હમણા તો એની માંગ પણ વધવા લાગી છે, ને તમારા જેવાં પ્રગતિકારક માનસ ધરાવનારાઓ એમ ચોક્કસપણે માને પણ છે કે બીચારા ઘરડાના સુખચેન માટે આ જ એક ઉત્તમ રસ્તો છે. ઉપરાંત એ પણ જાણું છુ કે તું એ દિશામાં ખૂબ રસ લઈ રહી છે છતાં આટલા દિવસ જાણી જોઇને એ વિષે મે કંઈજ લખ્યુ નથી; કારણ કે આ વાતમા મારા ને તારા વિચારો વચ્ચે આસમાન-જમીનનુ અંતર છે; ને તું જ્યારે ત્યારે કહે છે તેમ આમા તો હું ખરેખર જૂના વિચારની જ છુ.

નવા વિચારોમાં મને પ્રગતિ લાગવા કરતા વિકૃતિ લાગે છે જાણે છે ને કે મનુષ્યજીવનમા ત્રણ બળો કાર્ય કરે છે, પ્રકૃતિ, વિકૃતિ અને સંસ્કૃતિ. તમને ભૂખ લાગે ને તમે ભૂખ અનુસાર ખાઓ તે પ્રકૃતિ, અકરાંતિયા થઈને ખોરાક પર તૂટી પડો તે વિકૃતિ, અને તમે ભૂખ્યા રહીને તમારુ અન્ન બીજાને ખવરાવો તે સંસ્કૃતિ છે. મને નહિ પણ બીજાને મળો, મારું સુખ નહિ પણ બીજાનુ સુખ જોવું એ આપણી સંસ્કૃતિ છે. જ્યા અવરનું પણ સુખ જોવું એ સંસ્કૃતિ હોય ત્યા પોતાનાં માતપિતાનું સુખ જોવું એ તો ધર્મ જ હોયને ! ભૂલી ..તમે પણ મા-બાપને સુખી કરવા જ મથી રહ્યાં છો ને ! એમના લાભાર્થે જ તો "ઘરડાનાં ઘર" ખોલી રહ્યા છો ખરું ને ? જાણીને આનંદ થાય છે કે યુવાનોને ઘરડાનો

આટલો બધો ખ્યાલ છે, આટલી એમના પ્રતિ માયા છે ને આટલો એમના માટે વિચાર કરે છે–વૃદ્ધોએ આ માટે એમનો ઉપકાર માનવો જ રહ્યો !

તું લખે છે કે "જ્યાં સુધી સંયુક્ત કુટુંબની પ્રથા હતી ત્યાં સુધી તો ચાલતું હતું; પરન્તુ હવે જ્યાં સંયુક્ત કુટુંબની પ્રથા તૂટતી જાય છે, જ્યાં નોકરી માટે દીકરાને પરદેશ વેઠવાં પડે છે, જ્યાં જગ્યાનો અભાવ છે ત્યાં વૃદ્ધોને ભેગા રાખવું કોઈ રીતે ફાવે એમ જ નથી, ઉપરાંત એ પુરાણયુગના અવશેષસમાં વૃદ્ધો અને ભાવિની આશા સમા યુવાનો વચ્ચે મેળ પણ ખાતો નથી. પરિણામે સંઘર્ષ વધે છે ને એકબીજાનાં મન ખાટાં થઈ જાય છે. આવું બને તે કરતાં, વૃદ્ધો એમના માટે ખાસ તૈયાર કરેલા ઘરમાં જઈને વસે તો શું ખોટું ! ત્યાં એમને આનંદ મળે, સુખશાન્તિ મળે, સરખે સરખાનો સથવારો મળે...ને જિન્દગીના છેલ્લા દિવસો સુખચેનમાં ગાળી શકે.'

વાંચતાં થાય છે કે વાત સાવ સાદીસીધી જ છે. બે ને બે ચાર જેવી જ...એ એમના માટે ઊભા કરાયેલા ઘરડાના ઘરમાં સુખી ને વહુ–દીકરો એમના ઘરમાં સુખી. અને સૌ સુખી થાય એ જ તો આપણો આદર્શ છે ને ? પરન્તુ મારે તો એટલુ જ જાણવું છે કે વૃદ્ધો ખરેખર ત્યાં સુખી થાય છે ખરાં ? એ ઘરડાનું ઘર એમને ખરું ઘર લાગે છે કે પાંજરાપોળ લાગે છે ! એમના જ સુખ માટે એ ઘરો ઊભાં થાય છે એમ એમને લાગે છે કે દીકરા–વહુ–એમને ઘરમાંથી તગડી મૂકવા આ પેંતરો રચે છે ને નામ રૂડાં આપીને પાંજરાપોળમાં ઘરડા ઢોરને ધકેલી દે એમ એમને ધકેલી દે છે એવું લાગે છે. એ વિચારવાની જરૂર ખરી કે નહિ ?

જો કે તમે બધાં સુધરેલા, આ જમાનાની માંગને જાણી શકયાં છો એટલે જે કરતાં હશો તે સંપૂર્ણ વિચાર

કરીને જ કરતાં હશો...છતાંયે જેના માટે આ કરવામાં આવે છે તેને પૂછવું તો જોઈએ ને? કે એમની સાડે બુદ્ધિ નાડી લાગે છે? અગર તો એમના હિત માટે શું સારું ને શું નહિ તે સમજવા જેટલી એમનામાં શક્તિ જ નથી રહી એમ માનો છો ને તેથી જ તમે જે કરો તે એમના હિતમાં જ છે માનીને; ઘરડાના ઘરના ઢજીરા ઊભા કરી રહ્યા છો? આ બધા પ્રશ્નો હવે નકામા છે, તે જાણું છું, કારણ કે એ દિશામાં ખૂબ પ્રગતિ સધાઈ છે ને જોરશોરથી એનો પ્રચાર પણ થઈ રહ્યો છે. છતાંયે મારું મન હજી એ ઉપાયને રામબાણ ઉપાય તરીકે માનવા કબૂલતું નથી. કદાચ મારા જુનવાણી વિચારોને કારણે, અને નવાને એકદમ પકડી શકવાની અશક્તિને કારણે પણ આમ બનતું હોય એ સંભવ છે.

તું લખે છે કે 'ઘરડાનાં ઘર' એ પણ જમાનાની એક મોટી માંગ છે. આ જમાનો શું માંગે છે તે જ હું સમજી શકતી નથી. કહે છે કે નાનાં નાનાં ખેતરો આ જમાનામાં નહિ ચાલે...ટુકડા ટુકડા જમીનમાં ખેતી બરાબર થાય નહિ માટે ખેતરોને મોટાં કરે છે...કલેક્ટિવ ફાર્મિંગ કરે છે. નાનામાંથી મોટા સ્ટોર્સ કરે છે. રાજ્યનું સુવ્યવસ્થિત સંચાલન શક્ય બને માટે નાના એકમને ભુંસાડીને વિશાળ રાજ્ય કરે છે, ત્યારે એ બધાના મૂળ સમા કુટુંબને— સંસારનો પાયો જે કુટુંબ છે...તેને મોટામાંથી નાનું કરવા મથે છે, સંયુક્તમાંથી વિભક્ત કરવા મથે છે. આમ શા માટે? આ વિરોધાભાસ નથી? જમાનાની શી માંગ છે? એકત્ર થવાની મોટા થવાની કે વિભક્ત થઈને ટુકડા ટુકડા થવાની? તમે જ તો કહો છો કે દુનિયા હવે ખૂબ નાની થતી જાય છે. આજે આ યુગમાં તમે તમારી દૃષ્ટિએ, કુટુંબની દૃષ્ટિએ, પોળ કે ગામની દૃષ્ટિએ જોશો, વિચારશો તો નહિ ચાલે. અરે પ્રાંતની દૃષ્ટિએ પણ નહિ ચાલે. પ્રાંત જવા દો ફક્ત પોતાના જ દેશની દૃષ્ટિએ

વિચારશોને તોયે નહિ ચાલે...વિશાળ દૃષ્ટિ રાખવી પડશે...આંતરરાષ્ટ્રીય દૃષ્ટિ કેળવવી પડશે. એક તરફ આટલી વિશાળ દુનિયાને બાથમાં લેવાનાં બણગાં ફૂંકાય છે ત્યારે બીજી બાજુ પ્રગતિની માંગના પીપૂડાં ફૂંકીને...વડલા સમા, ફાલેલાફૂલેલા વિશાળ વૃક્ષ સમા કુટુંબને તો તમે કાપી રહ્યા છો.

જ્યાં મોટું કુટુંબ હતું; વડલા સમાં દાદા-દાદી જ્યાં એમનો આવળ-ગોત્રળ જોઈને અમીના ઓડકાર ખાતાં, પુત્ર-પુત્રી-પૌત્રોને પ્રેમથી નીરખતાં, તૃપ્ત થતાં ને હીંડોળાખાટે બેસીને એમની દુનિયાને આંખ ભરીને જોતાં, ને આશીર્વાદ દેતાં-જરૂર લાગે ત્યાં એમના અનુભવનો અર્ક દેતાં.. જ્યાં માબાપ...વૃદ્ધની આમન્યા રાખતાં-ને પુત્ર-પુત્રીઓનું ઘડતર કરતાં; જે ઘરમા દુઃખી, ગરીબ માસી, ફેઈ...મામીને આશ્રય મળતો જ્યાં અતિથિ આતિથ્ય માણતો, ને એ વડલા નીચે જે કોઈ આવતું તેને સુખ, શાન્તિ, આશ્રય ને સધિયારો મળતો, એ કુટુંબને આજે છૂટું કરી નાંખવામાં આવ્યું છે. તું એકદમ બોલી ઊઠીશ કે "નકામી શું જૂની વાતને લઈને બેઠી છે, અને આદર્શમય કુટુંબ હવે રહ્યું'તું જ ક્યાં? નકામી મલાવા કરે છે તે...એ સંસ્થા તૂટી જ રહી હતી ને તોડી નાંખવા જેવી જ હતી..., કલેશ ને કંકાસ સિવાય રહ્યું'તું શું? અને કેટકેટલાનો વિકાસ એ તારા વડલાના ઘેરાવામાં રૂંધાઈ જતો હતો તેની કલ્પના કરી છે ખરી? ઉપરાંત એ તારા રુડા આદર્શરૂપી વડલાને કોઈ કુહાડા મારીને કાપવા નથી ગયુ. સંજોગોએ જ એ કાર્ય કર્યું છે...સંજોગો જ એવા ઊભા થયા કે આ સિવાય બીજો રસ્તો જ નથી"

કદાચ આ વાત ખરી પણ હોય. પરન્તુ તમે લેખકો જ ઘણી વાર લખો છો કે માનવીએ સંજોગોનો ગુલામ ન બનવું

નાને મેં પત્ર લખ્યો હતો ને મારી ટેવ મુજબ લખી નાખ્યું કે ચિરંજીવી અર્ચના, ને અંતે લખ્યું કે માસીબાના આશીર્વાદ, ને અર્ચના તારાથી ચાર વેંત ચડે એવી છે એણે તુરતજ લખ્યું કે "માસીબા! જાણો તો છો જ કે કોઈ ચિરંજીવી નથી તો પછી ચિરંજીવી લખવાનો અર્થ જ શો છે!" ખરી વાત છે. જનમ્યું તે જવાનું જ છે એ જાણીએ છીએ છતાંયે વડીલોની ઇચ્છા તો એ જ હોય કે નાના ચિરંજીવી રહે, અર્થાત્ એમની આંખ સામે ચિરંજીવી રહે જ...અને એ ઇચ્છા જ એમ વ્યક્ત થાય છે એટલું જ —ને એમ તો મને લાગે છે, કે એને આશીર્વાદ પણ નહિ ગમ્યા હોય, છતાંયે હજુ પત્ર લખું તોયે મારાથી આશીર્વાદ અપાઈ જ જવાના–શું થાય ટેવ પડી છે ને!

આ ક્ષણે એક મા–દીકરાની વાત યાદ આવે છે. દીકરો એટલો અધમ થઈ ગયો હતો કે રખડઉ બાઈ સાથે જ પડ્યો રહેતો. એ બાઈના કહેવાથી ને એને ખુશ કરવા માનું કાળજું કાઢીને લાવ્યો... રસ્તામાં એ કાળજું લોહી નીતરતું એના હાથમાંથી હેઠે પડી ગયું તોયે એ કપાયેલા કાળજામાંથી એક જ અવાજ નીકળ્યો: "દીકરા તારું કલ્યાણ થાઓ."

આ રૂપક,છે તેમ માનીએ તોયે એ માનવું રહ્યું કે ભગવાને માના હૈયામાં એવી માયા મૂકી છે કે દીકરો ઠોકરે મારે તોયે મા કહેશે કે દીકરા તારા પગને વાગ્યું તો નથી ને? જવા દે આ બધી વાતો, અર્ચનાને જરાયે નહિ ગમે. "ઉં...હું...તદ્દન જુનવાણી... એ જ વાતો"...કહીને કાગળ ફેંકી દેશે.

અર્ચના તારી દીકરી, ઉપરાંત યુવાન, ઉપરાંત હમણાં યુરોપ, અમેરિકા જઈ આવી, એટલે એના વિચારો આવા હોય એમાં મને નવું નથી લાગતું, પણ હાં, એક વાત પૂછવાનું મન થઈ જાય

ગીતામાં જ કહ્યું છે ને કે ભક્તિ વિનાનું જ્ઞાન પાંગળું છે. જો કે આવો દાખલો અર્ચનાને નહિ જ ગમે તે હું જાણું છું; કારણ કે એમને ધર્મ જ ગમતો નથી...ધર્મમાં એમને વેવલાપણું દેખાય છે. ધાંધિયા દેખાય છે ને ધર્મધિપણું દેખાય છે અને તે કારણે જ આજે ધર્મને બધેથી ફેંકી દેવામાં આવ્યો છે. આપણું રાજ્ય બીન સાંપ્રદાયિક બન્યું છે. શાળાઓમાથી પ્રાર્થના વગેરે રદ્દ કરવામાં આવી છે. અને ટૂંકા ગાળામાં જ એના ખરાબ પરિણામો પણ દેખાવા લાગ્યાં છે.

તમારા જેવા ઉતાવળા સુધારાવાદીનો આ જમાનો છે. વિચાર આવ્યો ને સમાજમાં વર્ષોથી ચાલી રહેલા–સમાજના શરીર સાથે તાણાવાણા જેમ વણાઈ ગયેલો ધર્મ, પ્રાર્થના વગેરે એક ઘાએ કાપી નાંખ્યા...ને તે ખાલી પડેલી જગ્યાએ કશું જ નવું મૂકી ન શકયા. પરિણામે એ ખાલી પડેલી જગ્યા અનાચારે આજે પચાવી પાડી છે...nature hates Vacuum. એ વાત તો અર્ચના પણ માનશેને ?

આજે પાછા સૌ વિચાર કરવા લાગ્યા છે, કે કાઢયું તે તો કાઢયું, પણ એને સ્થળે બીજું મૂકવું શું ? કોઈ કહે છે નીતિના પાઠ શીખવો, કોઈ કહે છે કે માનવધર્મ શીખવો–કોઈ કહે છે કે સહિષ્ણુતા શીખવો...ટૂંકમાં કંઈક શીખવો નહિ તો આજના યુવાન વર્ગમાં નીતિનિયમોની શિથિલતા આવી જશે ને શિકસ્તને નામે મોટું મીંડું મુકાઈ જશે.

આ બતાવે છે કે ધર્મની જરૂર છે. એ તો એક અંકુશ છે... ...મારાથી આ કામ ન જ કરાય, મારાં મા-બાપ લાજે, મારો ધર્મ વગોવાય. એ જાતનો અંતરનો અવાજ એમને એવું કોઈ અઘટિત કાર્ય કરતાં રોકી લે છે. એ કામ સંસ્કાર ને ધર્મ જ કરી શકે છે,

જ્ઞાનના અજીર્ણ એ માટે નકામા નીવડે છે. ડીગ્રીધારી મૂર્ખને ડીગ્રી બદલી શકતી નથી બહુ તો છુપાવી શકે છે. અને જે જ્ઞાન વિવેકબુદ્ધિ ન શીખવે, જે જ્ઞાન આચારશુદ્ધિ ન શીખવે તે જ્ઞાન પાંગળું છે. બકરાના ગળાના આંચળ જેવું વ્યર્થ છે એમ હું તો માનું છું

ક્યાંથી ક્યાં નીકળી પડી...વાત કરતી હતી દાદા અને એના દીકરાની, વડીલોની અને નાના ભણેલાઓની...હા–તો હું એમ જ કહેતી હતી કે, ગમે એટલું એ ભણે, ગમે તે દેશમાં જઈ આવે, નામ કાઢે, કે કીર્તિ મેળવે, છતાંયે દાદા આગળ તો એ નાના જ રહે-રહેવા જોઈએ.

પુસ્તકોના ડુંગરા ઉપર ચડીને જ્ઞાનના શિખરે જઈને ઊભો રહે તો એના શિરે દાદાના આશીર્વાદની ધારા નજર પડે. એ ગંગા સમી પવિત્ર ધારા ઝીલવા, એણે દાદાથી નીચા જ ઊભા રહેવું પડશે, દાદાની સામે મસ્તક નમાવવું જ પડશે. ને નમશે તો જ એ આશીર્વાદ પામશે...અને આશીર્વાદ જ જીવનને સુખમય, ને શાન્તિમય બનાવશે એમ હું તો માનું છું. દરેક સમાજે પોતપોતાના નીતિનિયમો બનાવ્યા છે. સિપાઈને જેમ કડક શિસ્તનું પાલન કરવાનું હોય છે ને તે ન કરે તો તેને શિક્ષા કરવામાં આવે છે, તેવી જ રીતે માનવસમાજ પણ કંઈ પોતે, ઘડેલા નીતિ-નિયમોમાં બંધનથી બંધાયેલો રહે છે. ને રહેવો જોઈએ.

આપણા નીતિ-નિયમોમાં મા-બાપ ગુરુ ને અતિથિને દેવ સમાન ગણ્યા છે. એ આવે ત્યારે એમને આદરપૂર્વક પ્રણામ કરવાનું ને એમનું સન્માન કરવાનું કહ્યું છે. એ આવે ત્યારે આપણે બેઠા હોઈએ તો ઊભા થઈને એમને યોગ્ય બેઠક આપવાની આપણી ફરજ છે, ને આ માટે કોઈને પાઠ શીખવવા પડતા નથી.

આપણા લોહીમાં જ છે. સહેજે આપણામાં આવો વિવેક આવે જ છે ને એ શોભે છે.

ઘણા જુવાનિયાઓ સિગારેટ પીએ છે છતાંયે એ મા-બાપ કે વડીલો દેખતાં પીતા નથી, એમની આમન્યા રાખે છે. અર્ચના કદાચ કહેશે કે "એનો અર્થ શો? એતો નરી દાંભિકતા છે, જે પોતે કરે છે તે ખુલ્લંખુલ્લા કરવાની હિમ્મત હોવી જોઈએ, જો એ સિગારેટ પીએ જ છે અને મા-બાપ પણ જાણે છે કે એ પીએ છે, તો પછી સામે પીતાં શા માટે અટકવું?"

આ બાબતમાં એક વાત યાદ આવે છે. વર્ષો પહેલાંની વાત છે. મહાત્મા ગાંધીજી અહીં આવ્યા હતા ને અમે અમારી સંસ્થાની થોડી બહેનો એમને મળવા ગયા હતાં, ત્યારે ઘણા પ્રશ્નો પૂછ્યા. એમાં એક બહેને બાપુને પૂછ્યું કે અમે ખાદી પહેરતાં નથી જ. તો પછી ફક્ત આપની પાસે આવવા પૂરતી જ ખાદી પહેરવી એ નર્યો ઢોંગ છે, દંભ છે તો છેતરપીંડી ન કરતાં જે રોજ પહેરીએ છીએ તે જ પહેરીને આપની પાસે આવવું ઉત્તમ છે કે નહીં? આપ એ માટે શું કહો છો? બાપુએ જવાબ આપ્યો કે "ભલે એ ઢોંગ માનો, દાંભિકતા માનો કે છેતરપીંડી માનો-પણ મને તો ખાદી પહેરીને મારી પાસે આવો તે જ ગમે...કારણ-તમને એટલું તો લાગશે જ ને કે-પેલા ગાંધી પાસે તો પરદેશી કાપડમાં ન હિ જ જવાય...ને એટલું લાગે તોયે મારે મન ઘણું છે." ગાંધીજી જેમ વડીલો પણ એ જ કહે છે કે જાણીએ છીએ-કે છોકરાએ ઠૂંઠાં ફૂંકવાં માંડ્યાં છે પણ અમારી સામે તો એ ન જ ફુંકાય એટલું જાણે તોયે ઘણું છે. વડીલોની આમન્યા રાખવી, માન રાખવું એ દંભ નથી વિવેક છે, ને વિવેક તો આ યુગના માનવીમાં ખૂબ જ આવ્યો છે. ને અર્ચના તો એ વિવેકથી ભરેલા દેશમાં જઈને રહીને આવી છે.

જ્યાં દરેક વાતમાં, નોકરોને Thanks ઘડી ઘડી કહેવામાં આવે છે, ને અર્ચના પણ કહેતી હશે જ...આ વિવેક નથી તો શું છે? બસ, ટ્રામ કે ટ્રેઈનમાં સ્ત્રીઓને જગ્યા દેવામાં આવે છે તે વિવેક નથી તો શું છે? ઘડી ઘડી Sorry-કહેવામાં આવે છે તે વિવેક નથી તો શું છે? Sorry કહેનાર Sorry થયું હોય એવું દેખાતુ નથી છતાં પે શબ્દ તો બોલ્યે જ જાય છે. તો એને દંભી કેમ નથી કહેતા! કે એ દેશ જે કરે તે સારુ ને આ દેશ જે કરે તે ખરાબ એમ જ માની બેઠા છે?

Sorry શબ્દે એક વાત યાદ આવે છે. થોડા વખત પહેલાં અમે એક જણનેત્યાં ચા પીવા ગયા હતાં. કીટલી નાળચામાંથી ફૂટેલી હશે એટલે કપમાં ચા નાખતાં...કીટલીમાંની ધાર સીધી ન થઈ જેથી પાસ બેઠેલાના સાથળ પર જ સીધી પડી ને એ ભાઈ દાઝી ગયા ને બૂમ મરી ઓહ...દાઝ્યો...ને પેલા ચા રેડનાર કહે Sorry. આખરે દાઝેલાથી ન રહેવાયું. કહે Sorry Sorry છોડને કંઈક મલમ આપ...ફોલ્લા ઊઠશે!!! આ બનાવ પછી મને ખાસ લાગ્યું કે Sorry, Thanks એ જાણે પોપટ જેમ બોલી જવાય છે...પોકળ-એની પાછળ કશું જ નથી. જો આ દંભ નથી, ખોટો વિવેક નથી, નર્યો શબ્દો જ નથી તો બીજું શું છે કહે જોઈ? છતાંયે એમાં વિરોધ નથી ઉઠાવતા પણ આપણા દેશનાં કોઈ પણ રીતરિવાજ સામે ઝટ લેતાં કે એમનો ઝંડો ફરકાવે છે. આ તે કઈ દશા છે તેજ હુ સમજી શકતી નથી. મેં અર્ચનાને ચિરંજીવી લખ્યું તો એણે તુરત વિરોધ ઉઠાવ્યો પરન્તુ એ પત્ર લખતાં લખતી હશે કે my dear. ફલાણા ફલાણા...તો એ dear ખરી રીતમાં તો dear નથી જ ને? એ પણ એક પ્રથા છે-તેવી જ પ્રથા ચિરંજીવી લખવાની છે. પરન્તુ પેલી પ્રથા એમને ગળે ઊતરી જાય છે ને આ પ્રથામાં જ એમને ખામી લાગે છે. એમ શા માટે?

શેકહેન્ડ કરવા એ પણ એક પ્રથા જ છે કે બીજું કંઇ? ત્યાં જેમ શેકહેન્ડ કરવાની પ્રથા છે એમ અહીં નમન કરવાની પ્રથા છે ને એમાં ખોટું શું છે? જ્યાં જે રિવાજ તે જ ત્યાં શોભે છે, અંગ્રેજ સામે લાંબા પડીને દંડવત્ પ્રણામ કરશું તો લોક હસશે. એમ આપણાં માબાપ, દેવ કે જર્જરિત દેહે ખુરશીમાં પડેલા વૃદ્ધો સામે હલ્લો— How are you કહીને હાથ લંબાવીને તાડ સમા ઊભા રહીશું તો પણ લોક હસશે જ. શેકહેન્ડમાં પણ બે હાથ જ ભેગા થાય છે ને! એક આપણો ને એક સામાનો...તો નમનના પણ બે જ હાથ ભેગા થાય છે, તે પોતાના જ—ફેર કશો નથી...છતાંયે શેકહેન્ડના ગુણગાન ગાવાં ને નમનને નિંદવું એ વૃત્તિ શા માટે? જેવો દેશ તેવો વેષ જોઈએ. જ્યાં જે શોભતું હોય તે જ શોભે...ભગવાનના મંદિરમાં જઈને નમન જ કરવાનું હોય ત્યાં જઈને તાળી પાડીને કોઈ કહે કે હલ્લો, ભગવાન, How are you તો લોક એને ગાંડો જ કહેશે ને? એ જ રીતે કોઈનું ભાષણ સાંભળીને દંડવત્ કરવા લાગી જશો તો ગાંડો કહેશે ત્યાં તાળી જ પાડવાની હોય, આ પ્રથાઓ છે. ને તે બધી આજનો યુવાન વર્ગ પણ પાળે છે, ને જો કોઈ પણ પ્રથા પાળવી જ છે, માનવી જ છે તો પછી આપણી શું ખોટી છે કે એને તિલાંજલિ આપી ને બીજાની કઢંગી લાગતી પ્રથા સ્વીકારીને ડાહ્યા લોકોને હસવા માટે મસાલો પૂરો પાડીએ એ જ હું સમજી શકતી નથી.

આપણે ત્યાં ગુરુભકિતના અનેક દાખલાઓ છે. એકલવ્ય ને દ્રોણનો જ દાખલો લઈએ...પરંતુ અર્ચના જેવી કહેશે કે એમાં દ્રોણનો સરાસર અન્યાય જ હતો...એમનાથી દક્ષિણામાં અંગૂઠો મંગાય જ કેમ? કાળી બાજુ જ જોવા માંગનારને કોઈ ઊજળી બાજુ દેખાડી શકાતું નથી. ભરેલા ઘડામાં ખુદ ઈશ્વર પણ ગંગાજળ નાંખવા સમર્થ નથી. અણસમજણાને સમજાવી શકાય, પણ સમજણું

જાણી જોઈને અણસમજણું બને એને કેમે કરતાં સમજાવી શકાય નહિ. જ્યાં એકલવ્યની ભક્તિ જોવાની છે, ત્યાં એ ન જોતાં દ્રોણના દોષ જોવા લાગે ત્યાં શું કહેવું ? માણસનું મન પણ માખી જેવુંજ છે મીઠાઈ પર બેસવાનું મળે છતાંયે મળ ઉપર દોડી જવા મન આતુર બની જાય છે.

પિતૃભક્તિના દાખલાઓ પણ ઘણા છે. હું શ્રવણની ભક્તિનો દાખલો નહિ આપું, કારણ કે અર્ધના તરત કહેશે કે 'તો શું મારા બા-બાપુને કાવડમાં બેસાડીને લઈ જાઉં તો જ ભક્તિ કરી કહેવાય ?' અર્ધના ધારે છે એટલી બધી એની આ માસી જમાના પાછળ નથી જ, આ જમાનામાં કાવડમાં લઈ જવાની જરૂર નથી પરંતુ એ બધા દાખલામાંથી પૂજ્યભાવને પકડી લેવાની જરૂર છે, ને એ ભાવ જો સમજીએ...તો જો તીર્થસ્વરૂપ મા-બાપની સેવા કરવાની છે તે મા-બાપને ઘરડાનાં ઘરમાં ધકેલી દેવાં જેવી ક્રૂરતા કરતાં જરૂર અટકીએ એમ મને લાગે છે.

જ્યારે આવા "ઘરડાનાં ઘરો"ની જાહેરાત વાંચુ છું ને એનાં વખાણ સાંભળું છું ત્યારે મને કોઈ વાર લાગે છે કે ખરેખર આપણા બાપદાદાઓમાં આપણા કરતાં અક્કલ ઓછી તો ખરી જ. આટલું બધું ચિરંજીવ સાહિત્ય આપ્યું. મહાભારત, રામાયણ ને ગીતા જેવાં અમૂલા ગ્રંથો આપ્યા પણ એમાં ક્યાંય મા-બાપ માટે ઘરડાનાં ઘર ન સૂચવ્યાં...કેટલું અજ્ઞાન કહેવાય ? તુલસીદાસ, વાલ્મીકિ, અરે ખુદ શ્રીકૃષ્ણે પણ ગીતામાં આ વિષે વિચાર જ ન કર્યો. દશરથ, કૌશલ્યાને ઘરડાનાં ઘરમાં કેમ ન મોકલ્યાં ? પુંડરીક પાસે મા-બાપની પૂજા શા માટે કરાવી ? ધ્રુવે માત-પિતાને તાર્યાં શા માટે ? જુવાન શ્રવણે એની આખી જુવાની નકામી વેડફી નાંખી, પેલા બે નકામા જેવા જર્જરિત દેહો માટે ! કેટલી મૂર્ખાઈ કહેવાય !

ને એના પેલા મહાન ઋષિઓએ ગુણગાન ગાયાં? કેટલી અણસમજણ કહેવાય? યુવાન માટે તો ભવિષ્ય છે. એને તો દોડવાનું છે. એને પેલા ભૂતકાળના અવશેષ સમા મા-બાપનો ભાર વેઢારવો તે કેમ પરવડે? અરે માણસ તો ઠીક દેવો પણ કેવા? કાર્તિકેય બીચારા મહામુસીબતે આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરીને આવ્યા ને ગણપતિએ-માત-પિતાની જ પ્રદક્ષિણા કરી તો કહે ગણપતિ જીત્યા. અરે ભલાભાઈ મા-બાપમાં એવું તે વળી શું છે કે આટલી મહત્તા ગાવાની? એટલા દૂર શા માટે જવું? ગાંધીજી તો આ યુગના હતા ને? એમણે પણ આખું જીવન માનાં ગુણગાન ગાયાં, પિતૃભક્તિ કરી શા મટે? દીકરો એટલા કામમાં ખૂંચ્યો તો તોયે એને ઘરડાના ઘરની સૂઝ ન પડી? જેને આટઆટલું સૂઝ્યું...જેણે એક પણ ક્ષેત્ર અણસ્પર્શ્યું રહેવા નથી દીધું તેને પણ આ ન સૂઝ્યું! શિવાજીએ જીજીબાઈને ઘરડાનાં ઘરમાં કેમ ન મોકલી દીધાં? જવા દે આ બધી વાતો નહિ તો અર્ચના કહેશે કે "માસીમા! ભૂતકાળની વાત ભૂલી જાઓ-એ જ કાળમાં રહીને વર્તમાન સાથે સંબંધ નહિ રાખીએ તે નહિ ચાલે. એ કાળ સુવર્ણકાળ હશે. માન્યું...અનહદ ભકિત હશે એ પણ માન્યું પણ તેથી શું? એક કાળે પેંડા, બરફી ગુલાબજાંબુ ખાધાં હોય, ને ઘી-દૂધની નદીઓમાં નાહ્યાં હોય તો પછી શું પાણીને તુચ્છ સમજીને દાળ-ભાતને નકામાં ગણવાં? કીડી-મકોડી જેમ ગતયુગની વાતો ખોદી ખોદીને કાઢવામાં અમને જરાયે રસ નથી એના કરતાં આ યુગમાં શી માંગ છે-શું કરવું ઠીક છે, ને શેમાં સૌને વધારે લાભ છે તે જેવું જ અમે પસંદ કરીએ છીએ."

આને હું શું જવાબ આપી શકું? એટલું જ કહે કે સારું છે કે, આજનો યુવાન વર્ગ, ને પ્રગતિમય માનસ ધરાવનારો વર્ગ જાગ્યો છે, સમજ્યો છે ને સમયને અનુસરીને, એની માંગને

જાણીને આજે એ ધરડાનાં ઘર ઊભાં કરવા કટીબદ્ધ થયો છે. પ્રભુ ઘરડાને સુખ શાન્તિ દે ને એ યુવાનોનું કલ્યાણ કરે એ જ પ્રાર્થના ..

અંતમા એટલું જ કે "હે ભગવાન...એ પથભૂલ્યાને તું ક્ષમા કરજે. કારણ કે "એ શું કરી રહ્યાં છે એ એ પણ જાણતાં નથી."

કુશળ હશો, ઘરના સમાચાર પછી લખીશ. આ લખતાં દિલમાં એક જાતની એવી વેદના થાય છે કે બીજું કંઇ જ લખવાનું સૂઝતું નથી. તો માફ કરજે.

લિ૦ તારી બેન કુમુદનાં
સ્નેહસ્મરણ.

## પત્ર ૨૨ મો

પ્રિય સુધાબેન,

તારો પત્ર મળ્યો. તારા લખાણનો સૂર તો એવો જ છે કે ઘરડાં હવે જોતાં જ નથી, જો કે તું એવા સ્પષ્ટ શબ્દોમાં કહેતી નથી પરન્તુ ભાવ એ જ આવે છે. તું લખે છે કે "નથી રહ્યાં એ જુના જમાનાનાં ને નથી થયાં નવા જમાનાનાં. આશ્રમોની વ્યવસ્થા જે વિચારપૂર્વક કરી હતી એને અનુસરતા હોત તોયે સારું હતું. મોહમાયા છોડતાં નથી ને જિન્દગીના છેલ્લા દહાડા સુધી સંસારની ધટમાળ છોડતાં નથી કે નથી છોડતાં સરમુખત્યારપણું એનું જ આ પરિણામ આવ્યું છે."

તું કહે છે તે વાત ખરી છે પરન્તુ ધાર કે વૃદ્ધો વાનપ્રસ્થ ન સ્વીકારે તો શું દંડવાને યોગ્ય જ બની જાય છે? સુખચેનમાં જિન્દગી ગુજારવા માગતા યુવાને એ વિચાર કરવો જરૂરી છે કે એક દિવસે એ પણ વૃદ્ધ થવાનો છે ને વૃદ્ધોએ એ વિચારવું જરૂરી છે કે એક દિવસ એ પણ નાનાં હતા...જો આમ થાય તો સંઘર્ષ ઘણો ઓછો થઈ જાય એમ માનું છું.

તું લખે છે કે "એમના સ્વભાવ ગજબના ચીડિયા થઈ જાય છે." તો એના જવાબમાં એટલું જ કહેવાનું કે સ્વભાવ કંઈ એક ઝપાટે ખરાબ થઈ જતો નથી, ધીરે ધીરે થતો જાય છે ને એનાં કારણો પણ હોય છે.

એ ઉમ્મરે ઘરમાં એમનું વર્ચસ્વ ઘટે છે, જે ઘરમાં એ ધણી-ધણી હતાં, જ્યાં એમનો શબ્દ હુકમ મનાતો, જ્યાં એમનો પડયો બોલ ઝીલાતો, એ જ ઘરમાં એમનું સ્થાન ગૌણ બનતાં...એ અક-

ળાઈ ઊઠે છે, સમય જતાં એટલું સ્થાન પણ રહેતું નથી એ વધારાના જ થઈ પડે છે, એમની કોઈને જરૂર જ દેખાતી નથી આ સ્થિતિ એમનામાં દુઃખ ને રોષ પેદા કરે છે. રોષ વધતો જાય છે ને શરીર ક્ષીણ થતું જાય છે, ગાત્રો શિથિલ બનતાં એમને છોકરાં પર જ ઘણો આધાર રાખવો પડે છે ને એમનાં જ છોકરાં કાલ સુધી જે એમની આજ્ઞામાં રહેતાં એમને વિનંતી કરવી પડે છે ને એ વિનંતી પણ ન માને ત્યારે એ વૃદ્ધોની વેદનાનો પાર રહેતો નથી.

આ સમયે આર્થિક બાબતમાં પણ એ લગભગ પરતંત્ર જેવાં બની જાય છે...કહે છે કે વિશ્વાસે તો વહાણ ચાલે...એ પ્રમાણે દીકરા પર વિશ્વાસ રાખીને બધું દીકરાને સોંપી દે છે ને પછી ચોફાળ ઓઢીને રોવું પડે છે, અગર નાની નાની વાતમાં દીકરાની રોકટોક સહેવી પડે છે ત્યારે એમને મરવા જેવું લાગે છે.

ઘરડાં મા-બાપ ગમતાં નથી, એમને સાંખી લેવાં પડે છે ને એમને એક દૂરની ઓરડીમાં પડયા રહેવાનો હુકમ કરી દે છે. એ બીચારા કેમ એમનો વખત કાઢશે એનો પણ કોઈ વિચાર કરતું નથી.

આંખનાં તેજ જતાં વાંચન થઈ શકતું નથી. હાલવા ચાલવાની શક્તિ ઘટતાં બહારની દુનિયામાં રસ લઈ શકતાં નથી, આવા સમયે ઘરનાં સાથે એ વાતો કરવા તલપાપડ રહે છે પરન્તુ ઘરમાં કોઈને એ વૃદ્ધ સાથે માથાં ફોડવાની નવરાશ નથી. પરિણામે ભર્યાં-ભાદર્યાં ઘરમાં એ એકલાં અટૂલાં પડી જાય છે ને એક ઓરડાના એક ખૂણા જેવડી દુનિયામાં ધકેલાઈ જાય છે એમની દુનિયામાં મિત્રો, સમોવડિયાં એક પછી એક મરતાં જાય છે ને આળાં હૈયાં વધુ આળાં બને છે, જે દુનિયાથી, જે વ્યક્તિઓથી એ પરિચિત હતાં, તે જતાં, ને પોતાનાં પરાયાં જેવાં બની ગયેલાં જોતાં એમની એકલતા વધુ ઘેરી બનતી જાય છે.

નિતનિત એમની દુનિયા સાંકડી બનતી જાય છે, બીજી વાતોમાં એમનો રસ ક્ષીણ થતો જાય છે, અને એમને દુનિયાના મહાન બનાવો કરતાં એમના પગે વાનું દરદ એ વધારે અગત્યનું લાગે છે.

શરીર સંકોચાતું જાય છે, ઇન્દ્રિયો શિથિલ થતી જાય છે. સાથે વિચારો પણ સંકુચિત થતા જાય છે, એ ભૂતકાળમાં રહે છે. કારણ કે એમાં જ એમને આનંદ લાગે છે. એમની યાદશક્તિ ઘટતી જાય છે જો કે અમુક બાબતમાં તીવ્ર પણ બને છે. એમની યાદશક્તિને આપણે મીણના બોર્ડ સાથે સરખાવીએ તો કહી શકાય કે એ બોર્ડ હવે સખત થઈ ગયું છે એની ઉપર હવે નવું તો કંઈજ કોતરી શકાય એમ નથી, જૂનું કોતરેલુ હતું તે પણ ઝાંખું પડવા માંડ્યું છે. પણ જૂનું જે ખૂબ જ ઊંડુ કોતરાયેલુ હતું તે હજુયે છે જ, બરાબર સ્પષ્ટ છે. તેથી જ એ વૃદ્ધો.. પેલી ઊંડી કોતરણીવાળી વાત અર્થાત્ ખૂબ જૂની વાતો જાણે કાલેજ બની હોય એમ યાદ કરી કરીને કહે છે ને ગઈ કાલેજ શું બન્યુ હતું તે ભૂલી જાય છે.

વૃદ્ધને મન ભૂતકાળ જ સર્વસ્વ છે એટલે એ તેને પ્રેમથી, સ્નેહથી ને મમતાથી પકડી રાખે છે ને યુવાનને મન ભવિષ્યકાળ કે વર્તમાનકાળ સર્વસ્વ છે. એને ભૂતકાળની વાતો સાંભળવાની ફુરસદ જ નથી, એ વાતો કંટાળાજનક લાગે છે, માટે એ ભૂતકાળના પેલા અવશેષો સમા, અને ભૂતકાળમાં જ રાચતા વૃદ્ધોથી દૂર ભાગે છે. પરિણામે એમને જોઈતો ટેકો મળતો નથી ને એ જર્જરીત દેહ નોધારા જેવા બની જાય છે.

આ બાબતમાં હું વધુ કંઈ કહું તે કરતાં મારા પર આવેલ પત્ર જ તને વાંચવા મોકલું છું. વાંચીને તું તારો મત આપજે.

અમારા ઘરની અડોઅડ જદુકાકા રહેતા હતા તે તો તું જાણે છે ને? આજે તો એ ખખળી ગયા છે, બોલે છે તો અવાજ ધ્રુજે છે, ચાલે છે તો કાયા ધ્રુજે છે પાન ચાવે છે તો સફેદ દાઢી પર એના લાલ રેગાડા ચાલે છે, અને લાકડીના ટેકા વિના એક ડગલું પણ ભરી શકતા નથી, પરંતુ એજ જદુકાકા એમના યુવાનીમાં જોવા જેવા હતા એમની ભવ્ય મૂછો, મોટું લલાટ. એ લલાટમાં પીળી, પીળ ને એની વચ્ચે મોટો લાલ ચાંદલો, લાંબો ડગલો, લાલ ઓણી કીનારનું ધોતીયું, એક હાથમાં વીંટી, માથે લાલ મગીયાની પાઘડી. ને હાથમાં ચાંદીની મુઠવાળી લાકડી લઈને જદુકાકાને જોતાં ને એ ભવ્ય બ્રહ્મદેવ સામે માથું સહેજે નમી પડતું. એ કામદાર હતા. શું એમનો સીનો હતો, શું એમની રાડ હતી, એ ચાલતા ને ધરતી ધ્રુજતી, ઘરમાં આવતા ને સહેજ ઊંચે સાદે બોલતા તો પાડોશીઓ જાણી લેતા કે કાકા ઘેર આવ્યા છે. એ પડકાર કરતા ને ભલભલા ધ્રુજી ઉઠતા એ જદુ કાકાએ બે વાર લગ્ન કર્યાં, બંને પત્નીઓ મૃત્યુ પામી ને બંનેએ બે બે બાળકો મુકયા એમને સૌને પ્રેમથી એ પિતાએ ઉછેર્યાં, પાળ્યાં, ને ભણાવી ગણાવીને પરણાવ્યા. એમને કદી માની ખોટ સાલવા ન દીધી, એમના માટે પોતાની કાયા ઘસી નાંખી આજે એ કાકા વૃદ્ધ થયા છે ત્યારે એમને એટલી તો આશા હોય ને કે જે શરીરને છોકરાં માટે ખપાવી દીધુ છે, મેળવેલું ધન જેની પાછળ ખર્ચી નાંખ્યુ છે તે છોકરા બાપને હવે અંતિમની સંધ્યાએ તો આરામ આપશે ને?

પહેલાં છોકરાંને, બાપની હુંફની જરુર હતી જે બાપે ખુશીથી આપી આજે બાપને છોકરાંની હુંફની, સ્નેહની જરુર છે ત્યારે શું છોકરાં એ ન આપે! ગરજ સરીને વૈદ વેરી બનશે? શું એ જીંદગીભર કાળજીધારી સ્નેહાળ બાપને ઘરડાના ઘરમાં ધકેલી દેવા તત્પર બનશે? તને શું ગમે? હુંફ, સ્નેહ માયા મમતા જે બાપે આપ્યું તેવું દીકરા આપે તે કે ઘરડાનાં ઘરમાં ધકેલી દે તે!

'તું ઘરડી થઈશ ત્યારે તારો દીકરો તને રાખશે કે ઘરડાં
ઘરમાં જ જવાનું છે? મારો અતુલ મને ઘરમાં રાખે, મારી સે
કરે એમ જ હું તો ઇચ્છું ને! ઘરડાના ઘરમાં ધકેલી દે તેમ તો ના
જને! બીજાનો વીચાર કરતાં જે વાત સ્વાભાનિક લાગે છે તે
પોતાપર આવે છે ત્યારે કેટલું દુઃખમય લાગે છે?

સહ અસ્તિત્વની મોટી બાંગો ફૂંકનારા આપણે:..આપણ
કુંટુબી વચ્ચે પણ સહ અસ્તિત્વ ભાવનાને વીકસાવી શકા
નથી તો બીજા સાથે તે શી રીતે વીકસાવવાના હતાં?

આજે જટુકાકાને એમના દીકરાઓ એમને ત્યાં લઇ ગયા
પરંતુ આ જમાનાના દીકરાને એ ઘરડો બાપ ભારે પડે છે. એમ
પણ આ યુગની હવા લાગી છે ને? અને ઘરડાના ઘર પાડોશ
જ ઉભા થયાં છે, પરંતુ લોકલાજે ત્યાં મુકી શકતાં નથી,
ઘરમાં પણ રાખવા ઇચ્છતા નથી, આવી સ્થિતિમાં
વૃદ્ધની દશા ખૂબ જ દયા જનક થઇ પડી છે.

આ વાંચીને તું તરત જ કહીશ કે 'આ માટે જ તો ઘરડાન
ઘર છે ત્યાં જ એ સુખી થશે' કદાચ તમારી વાત જ ખરી નીક
કદાચ એ જ રસ્તો એમના સુખ માટે ખુલ્લો રહે. કોણ જાણે? પ
મને તો હજીયે આપણી સંસ્કૃતિને શોભે એવો રસ્તો તો એ ન
જ લાગતો, મને એમાં આપણી સંસ્કૃતિ નહિ પણ વિકૃતિજ લાગે છ

એ જટુકાકાની સ્થિતિ વિષે હુ કઇ કહું તે કરતાં એમન
પત્ર જ વાંચી જા. આ પત્ર એમણે એમના પાડોશીની દીકરી પા
લખાવ્યો છે ઘરનાને એટલું લખી દેવાની પણ નવરાશ નથી, અ
હોય તોયે એમના વિરુદ્ધનું લખાણ એ લખી આપે ખરાં? આવ
લોકો તો ન તો પોતે કરે કે ન બીજાને કરવા દે એ ના વૃત્તિના હોય છ

'' બીચારા કાકા! હવે તો મોત માગે છે-પણ મોતેય માંગ્યું કોને મળે છે! ઘરડા આશીર્વાદ આપતા કે 'સો વરસનો થજે' આજે એ આશીર્વાદ નથી લાગતો શાપ લાગે છે,

પત્ર વાચીને મને પાછો મોકલજે, અને તારો મત પણ લખજે અર્યના વિષે જાણ્યું, એ છોકરો શું કરે છે? સ્વતંત્ર રહેવાનો હશે જ એમ માની લઉં છું કે મા-બાપ સાથે? ને એમ હોય તો મા-બાપ ઘરડા થશે ત્યારે!! તારા એ ઘરડાનાં ઘરમાં જ જવાનાને!!

સરયુ, મંદા, અતુલ સૌ મજામાં છે.

પત્રનો જવાબ લખજે,

એ જ લિ તારી બેન કુમુદનાં સ્નેહસ્મરણ.

## પત્ર ૨૩ મો

ચિ કુમુદ

તારો પત્ર મળ્યો, આટલા કામમાં યે આ ઘરડા કાકાને યાદ કરીને તેં પત્ર લખ્યોજ તે વાંચીને મને ખૂબ જ આનંદ થયો. સુધાએ તને મારા ખબર આપ્યા તેથી તને દુઃખ થયું તે સમજી શકાય છે. આજે તારા એ જદુકાકા નથી રહ્યા. આજે તો મરવાના વાંકે જીવી રહેલો ઘરડો ડોસો બની ગયો છે.

આયુષ્ય હોય એટલા દહાડા પૂરા કરવા પડે એટલે કર્યે જાઉં છું. બાકી જીવવાની ઈચ્છા કે હોંશ તલભાર રહી નથી રોજ ભગવાનને પ્રાર્થના કરું છું કે પ્રભો, હવે તો તારી પાસે બોલાવી લે

વસ્તારી છું, બધાં મારાં જ બાળગોપાળ છે, છતાંયે મને કોઈ મારું લાગતું નથી, કારણ કે હું કોઈને પોતાનો લાગતો નથી. એક ખૂણામાં પડ્યો રહું છું, ઘરમાં બધા મજા કરે છે, દોડધામ ને ધમાલ કરે છે, પણ કોઈને મારી પાસે ઘડી પણ આવવું ગમતું નથી.

બહારથી લોકો આવે જાય છે એ પણ આ ડોસા તરફ ડોકાંના નથી. ડરે છે કે એ તરફ ફરકશું તો એ ચેપળો ડોસો વાત કરવામાં રોકી લેશે. ને એમની વાત ખરી છે. વાતનો, સંગનો, ભૂખ્યો હું કોઈ આવે એને જાણે ચોંટી જ પડું છું. જલદી છોડતો જ નથી. બહુ દહાડાનો ભૂખ્યો, અન્ન જોઈને અકરાંતિયો બને એવું જ મારું બને છે.

આસપાસ મારાં જ બાળકો છે, મારો જ ઊભો કરેલો સંસાર છે પણ એ સંસારમાં આજે મારું જ અસ્તિત્વ વિસરાઈ ગયું છે. કેટકેટલી માયા, મમતા ને જતનથી મેં એ સંસારને ઊભો કર્યો હતો, વિકસાવ્યો હતો. ને આજે એણે મને જ દૂર ફેંકી દીધો છે.

આપણે પૃથ્વી પર જન્મ ધારણ કરીને જેમ આપણા સર્જનહારને જ ભૂલી જઈએ છીએ તેવી જ દશા આજે મારાં બાળકોએ મારી કરી છે. આ ફાલેલાફૂલેલા વિરાટ વૃક્ષનું મૂળ તો હું છું. પરંતુ એ મૂળની હવે કોને પરવા છે ? એણે તો માટી નીચે દટાઈ જ રહેવાનું, રુંધાઈ જ મરવાનું. લોકો તો હવે જુએ છે ફક્ત એનાં ફળફૂલ, ડાળખાં, ને પાંદડાં.

હમણાં મોટી દીકરી એનાં બાળગોપાળ લઈને આવી છે. એને ઘણું કરીને ત્રણ બાળકો છે. ના, હો ચાર...જોયું ને હવે, તો કશું યાદ પણ રહેતું નથી. તને યાદ છે ને, એ મારી દીકરી જયાને મેં કેટલાં લાડ લડાવ્યા હતા તે. ઘણીવાર એની મા કહેતી પણ ખરી કે તમે જ એને લાડ લડાવીને બગાડી મૂકો છો...ને હું કહેતો કે હું બાપ છું. દીકરી બાપ પાસે લાડ ન કરે તો ક્યાં કરે? ગીતોમાં પણ તમે એમ જ ગાઓ છો ને કે "બાપે લાડ લડાવિયા ખરું" ને ? એ જ દીકરી અહીં આવે છે ત્યારે ઊભાં ઊભાં જ પૂછે છે કેમ છો, બાપુ ? ને હું પૂરો જવાબ આપું તે પહેલાં તો પેલા આનંદ કરતા ટોળામાં ઘૂસી જાય છે.

જ્યાં દીકરીને પણ બાપની વાત સાંભળવાની નવરાશ નથી ત્યાં દીકરાઓનું તો શું કહું ? કોઈને હું જોતો નથી પણ મારે બધા જોઈએ છે. એ મને દૂર હટાવતા જાય છે-એમ હું એમને વળગતો જાઉં છું.

મૂડી કરતાં વ્યાજ વધુ વહાલું લાગે એમ મને મારા પૌત્રા—પૌત્રીઓ મારાં ટીણિયાં મીણિયાં...મને ખૂબ ગમે છે; પણ એમને દાદા ગમતા નથી. દાદા એમને મન માનના અધિકારી નથી. મશ્કરીનું સાધન છે.

જોને ગઈ કાલે જ શરદ મારાં ચશ્માં લઈને ભાગી ગયો. ચશ્માં વિના હું કંઈ જ દેખી શકતો નથી, તેથી એની પાસેથી ચશ્માં લેવા દોડતાં હું અટવાયો, થાંભલી સાથે ભટકાયો ને થાંભલી માથામાં વાગી તોયે ચશ્માં ફોડી નાંખશે એ ડરથી શરદ પાછળ દોડ્યો. રસ્તામાં પડેલ ખુરશી આડી આવી ને હું ગોથુ ખાઈ ગયો. છોકરાં હસવા લાગ્યાં...ને મને એવો ક્રોધ ચડ્યો કે શરદને પકડીને એક ધોલ ચોડી દીધી. જો કે માર્યો પછી તો મને ઘણું દુઃખ થયું, પણ છોકરાંઓ એટલું પજવે છે કે સહેવાતું નથી.

શરદે એના મા–બાપ પાસે એટલે કે મારાં જ પુત્રને પુત્રવધૂ પાસે મારી વિરુદ્ધ ફરિયાદ કરી અને વહુએ ઝઘડો માંડ્યો દીકરાને વાર્યો નહિ, સમજાવ્યો નહિ કે દાદાને એમ હેરાન ન કરાય. એણે તો ઊલટાંની બૂમો મારીને ખરાડવાં માંડ્યું કે 'મારાં છોકરાં જ ડોસાને નજરે દીઠાં ગમતાં નથી, જ્યારે જુઓ ત્યારે ધડાધડ મારે છે." જો કે મેં ક્યારેય માર્યો હોય એવું મને તો યાદ નથી, ને કહે છે કે 'નજરે દીઠાં ગમતાં નથી.' મને મારાં આ ભૂલકાંઓ ગમતાં નથી? એ તો કેમ બને? મારા દીકરાએ પણ એની વહુની વાત માની લીધી. ને મને સંભળાવી ગયો. હું ચૂપચાપ એ અપમાન ગળી ગયો. બીજું કરું પણ શું?

હમણાં હું કાને જરાક ઓછું સાંભળું છું. પણ કંઈ એટલું ઓછું નથી સાંભળતો કે રાડો પાડીને સૌને બોલવું પડે, છતાયે એ બધા મારા કાન પાસે બૂમો મારી મારીને બોલે છે ને હું કહું છું

કે આટલા જોરથી બૂમો શા માટે પાડો છો? તો કહે છે કે તમે સાંભળતા નથી એટલે ગળાં ખેંચવા પડે છે. ખરું કહું તો એમની બૂમોથી તો ઊલટાની મારા કાનમાં ધાક પડે છે. પણ કોઈ મારી વાત સમજતું જ નથી. ક્યાંથી સમજે... સાંભળે તો સમજેને?

કોણ જાણે દુનિયામાં આટલુ શું ચાલી રહ્યું છે. બધે ઝડપ, ઝડપ ને ઝડપ જ વાગ્યા કરે છે. કોઈને જાણે શાન્તિ જ નથી કોઈને ઘડીની નવરાશ જ નથી. અહીંયી તહીં ને તહીંથી અહીં જાણે દોડયા જ કરે છે. શાની છે આ બધી દોડધામ...ધાધલ ને ધમાલ એ જ મારાથી સમજી શકાતું નથી.

વહુ આ ઓરડામાં આવે છે ને હું કંઈક કહેવા જાઉં તે પહેલાં જ જાણે એ ચાલી જાય છે ને એ બોલે છે પણ કેટલું ઝડપથી, ટૂંકું ટૂંકું ને જલદી જલદી. હું તો સમજતો જ નથી ને જાણે તો છે કે મારા કાન સરવા તો નથી જ તો શા માટે ધીરેથી ને ધીમેથી બોલતાં નથી? કાં બૂમો મારે કાં...ઝડપથી બોલી જાય ને હું ન સમજું તો ફરીવાર પૂછું તો ખિજાઈ જાય છે. કાં મોં બગાડીને જવાબ દીધા વગર જ ચાલી જાય છે, ને જો જવાબ આપે છે તો એટલો જોરથી બૂમો મારીને આપે છે કે મારા કાનમાં ધાક પડી જાય છે. એટલે હું ફરીવાર પૂછતો જ નથી.

જમવા બેસે છે ત્યારે શાંતિ નથી, સૌને કોણ જાણે શેની ઉતાવળ છે. જમતાં જમતાં યે દસવાર ઘડિયાળ જુએ છે, ને જમતાં જમતાંયે બધા બોલબોલ કર્યા કરે છે. જમતાં મૌન જોઈએ પણ સૌ બોલ્યા જ કરે છે. ને પાછા એવી રીતે બોલે છે કે હું તો સાંભળી શકતો જ નથી, હોઠ ફફડતા જ દેખાય છે ને જો હું કંઈ બોલવા જાઉં તો મોઢામાંનો કોળિયો પડી જવાનો ડર લાગે છે, ને જમતાં વાર થાય છે. આમેય મને કહે છે કે તમે ખાતાં

બહુ જ વાર કરો છો. જુદા જમી લેતા હો તો સારું. પણ મને એકલા એકલા જમવાનું ભાવતું જ નથી, આખો દિવસ ને રાત એકલો તો છું જ. માંડ જમતી વખતે કુટુંબમેળો જેવા પામું છું તે પણ બંધ થઇ જાય, તો એકલતામાં હું બીંસાઈ જ મરીશ એમ મને લાગે છે.

દિવસ તો એકલો એકલો ગમેતેમ કરીને કાઢું છું પણ રાતના તો જીવ બહુ જ મૂંઝાય છે. ઘણીવાર થાય છે કે આ કારમી રાત ન પડે તો કેવું સારું? જાણે કે ઘર, દુનિયા, સગાંવહાલાં સૌ મારાથી દૂર દૂર થતાં જાય છે ને હું એમનાથી દૂર દૂર ચાલ્યો જાઉં છું. વર્તમાન મૂકીને ભૂતકાળની ઊંડી ઊંડી ગર્તામાં ઊતરી જાઉં છું.

મને ગમે છે માણસોની વચ્ચે, મારા બાળગોપાળ વચ્ચે. એમને આનંદકલ્લોલ કરતાં જોઉં છું ને મારું મન પણ આનંદ અનુભવે છે, અને તેથી જ હું બને એટલો એમની નિકટ એમના સહવાસમાં રહેવા ઇચ્છું છું ને તેથી જ જમીને એ બધા બેઠા હોય, રમતા હોય ત્યાં જ આરામખુરશીમાં પડું છું, ત્યાં સૌની વચ્ચે મારા હૈયામાં ધરપત લાગે છે. મનને શાંતિ, સુખ ને આનંદ મળે છે, ને એ આનંદમાં શાન્તિમાં કોઈ વાર ત્યાંજ એ જ ખુરશીમાં આંખ સહેજ મીચાઈ જાય છે તો તુરત વહુ બોલી ઊઠે છે કે ઊંઘ આવતી હોય તો તમારા ખાટલામાં જઈને પડો ને?

એ વહુને કેમ સમજાવું કે વહુ દીકરા, મારા ઓરડામાં એકલતા મને ખાવા ધાય છે, એ મારી ઊંઘ પણ હડપ કરી જાય છે, ને મારું ચેન હરી જાય છે. અહીં જ, તમારી વચ્ચે, મારા આ મીઠા સંસારની વચ્ચે જ મને સારું લાગે છે ને તેથી જ આંખ સહેજ મળી જાય છે. પોપચા સહેજ બીડાઈ જાય છે. એટલું સુખ તો આ ડોસાને લેવા દીયો. શા સારું એટલું સુખ પણ છીનવી લીયો છો?

ડોસો જીદ્દી છે એમ કહીને, કે દયા ભાવે ત્યાં પડી રહેવા દે એમાં જો થોડી ઉધરસ આવે ને બળખો કાઢવો પડે ત્યારે મુશ્કેલી ઊભી થાય. થૂંકદાની તો ખાટલા પાસે પડી હોય. કોણ લાવી આપે! એ વખતે ખેસમાં કે નેપકીનમાં બળખો કાઢું ત્યાં વહુ બોલી ઊઠે કે આવો ગંદવાડ કરવા કરતાં તમારા ઓરડામાં જ જાઓને અગર બાથરૂમમાં જઈને થૂંકી આવો.

બાથરૂમમાં જરૂર જાઉં વહુ દીકરા. ગંદુ તો મનેય ગમતું નથી પણ જે બાથરૂમ તમને નજીક લાગે છે એ મને મારા આ વાથી રહી ગયેલા ને ઉમ્મરથી જીર્ણ થઇ ગયેલા ટાંટિયાને માઇલો દૂર લાગે છે. ને તેમાંયે આ અભાગણી ઉધરસ તો મારો જીવ લઈને છોડશે. ઉધરસ ખાતાં બેવડ વળી જાઉં છું. શ્વાસ પણ લઈ શકતો નથી. ત્યાં ઊભા થઇને બાથરૂમ સુધી તો કેમ કરીને જાઉં ?

મારી બાને હું એકનો એક દીકરો. દાદીનો ઘણો વહાલો. દાદીને પગે લાગુંને કહેતાં કે સો વરસનો થાજે...એ આશીર્વાદ દેનાર દાદીને ખબર નહી હોય કે આ જમાનામાં એ શાપ બની જશે. જૂની ઇમારત જેમ શરીર ડગમગી ઊઠે, ચેતન જતું જાય, તમારા જ ઘરમાં તમારા જ પુત્ર પુત્રવધૂઓ તમારું અપમાન કરવા લાગી જાય, ને તમારી સામે તમારા પરિચિત સ્વજનો તમને છોડીને ચાલ્યાં જાય પછી એ જીવનમાં શું મજા?

કોઈવાર એ બધાની વચમાં બેસું ને રેડિયો સાંભળું ને કોઈ વાર સારું નાટક સાંભળું તો કહું કે જરા જોરથી મૂકોને તો છોકરાંઓ મશ્કરી કરે "દાદાને આ ઉમ્મરે હજીયે નાટકનો શોખ છે, સંગીતનો શોખ છે." આ સાંભળીને કહેવાનું મન થઈ જાય છે કે દીકરા તારો દાદો તો નાટક ને સંગીતનો ભારે રસિયો હતો. એ

જમાનામાં પણ તારી દાદીને લઈ ને નાટક જોવા જતો. કાલે જ એવું મજાનું સંગીત હતું તે સાંભળતાં સહેજ આંખ મીંચાઈ ગઈ. ઘરમાં સૌ મને ત્યાં એકલો મૂકીને જ ચાલ્યાં ગયાં. થોડી વારે હું જાગ્યો તો અંધારું. રેડિયો બંધ ને ત્યાં કોઈ જ નહીં. મને થયું કે 'અરેરે કોઈને એમ પણ ન થયું કે લાવ ઉઠાડીને એમના ખાટલા સુધી તો મૂકી આવીએ. ચાલરે જીવ ઊઠ, સંગીતનો રસિયો હજીયે ન મટયો તો ભોગવ. ઊઠવું યે કેટલું અઘરું પડે છે પહેલાં તો ચાલતો ત્યારે કયો પગ પહેલાં મૂકતો ને કયો બીજો મૂકતો એ યાદ નહોતું કરવું પડતું. પણ હવે તો એ બધું જ યાદ રાખવું પડે છે. ડાબો પગ પહેલાં ઊપડતો જ નથી, જમણો પહેલાં મૂકું ત્યારે માંડ માંડ ડાબો પગ પાછળ ખેંચાય છે, ચાલવું એમાંયે કેટલો વિચાર કરવો પડે છે.

હવે તો યાદશકિત પણ ક્ષીણ થવા લાગી છે. સ્વપ્નાં એટલાં બધાં આવે છે કે એ ખરાં છે કે આ ખરું છે તે એ વચ્ચેનું ભાન જ ભૂલી જાઉં છું. સ્વપ્નાની અને ખરી વાતો એવી તો એકમેક થઈ જાય છે ખરું શું ને ખોટું શું એ જ સમજાતું નથી

ઘણીવાર નક્કી કરું છું કે મારા દીકરાને મારે અમુક વાત કહેવી છે. ને પછી કહી કે નહીં તે યાદ જ નથી રહેતું. થાય છે કે કહેવી હતી એટલે કહી જ દીધી છે. પણ હકીકતમાં વિચારી જ હોય છે, કહી નથી હોતી, તો કોઈ વાર કહી હોય છે, પણ લાગે છે કે હજી કહી નથી એટલે એ જ વાત બીજી વાર કહું છું ને ધડક દેતાકને દીકરા જવાબ દે છે કે એક ને એક વાતનું પિષ્ટપેષણ કેટલી વાર કરશો? હું એમને કેમ સમજાવું કે ભાઈ પિષ્ટપેષણ કરતો નથી પણ આ વૃદ્ધને કશું યાદ રહેતું નથી માટે જ આવી ભૂલ થઈ જાય છે. બાકી મારા કામવાળાં દીકરાને હેરાન કરું ખરો?

નાનપણમાં વાંચેલી વાત યાદ આવે છે બાપ ખૂબ જ કામમાં હતો. હિસાબના ચોપડા લખવામાં ઓતપ્રોત હતો ત્યારે પાસે બેઠેલો નાનો દીકરો સામી ભીંતે કાગડો જોઈને બોલી ઊઠયો કે "બાપા કાગડો." બાપાએ એટલા કામમાં પણ પ્યારથી કહ્યું કે હા બેટા કાગડો. પાછું છોકરે કહ્યું બાપા કાગડો. બાપે કહ્યું હા બેટા કાગડો. આમ અનેક વાર છોકરો બોલ્યો ને બાપે જવાબ આપ્યો. આટલા કામમાં પણ દીકરાની આવી મુફલિસ વાતને ટાળી નહી, ગુસ્સે થયો નહિ ને પ્રેમથી જ જવાબ દીધો. ને જેટલી વાર સવાલ જવાબ થયા એ ચોપડામાં લખ્યા...આજ બાપ વૃદ્ધ થયો. ને દીકરા ડાહ્યા થયા, કમાતા ધમાતા થયા. ત્યારે બાપે એક જ વાત બે વાર પૂછી ને દીકરાએ ધડ દેતાંક કહી દીધું કે એક જ વાતનું પિષ્ટપેષણ શા માટે? બાપે દીકરાને ચોપડો દેખાડયો કે જો દીકરા! તેં આવી વાત, મારા અગત્યના કામ વખતે પણ સો વાર પૂછી હતી ને મેં સો વાર જવાબ દીધો હતો...છતાં યે મેં ક્રોધ કર્યો નહોતો, વહાલથી જવાબ દીધો હતો. ને આજે તું બીજી વારમાં જ બાપને સંભળાવી દે છે!

બાપની આ વાત સાંભળીને એ દીકરો સુધર્યો કે નહિ તે કોણ જાણે; પણ હું નથી માનતો કે મારા આ યુગના દીકરાને એ વાતની અસર થાય...થોડા દહાડા પહેલાં જ કોઈ વાત કરતું હતું કે એક માએ દીકરાને કહ્યું કે તને દૂધ પાઈને મોટો કર્યો ને તું આજે મારી આ દશા કરે છે? દીકરાએ જવાબ દઈ દીધો કે બોલ કેટલું દૂધ પાયું હતું-લઈ લે હિસાબ ગણીને પૈસા, ને કરી લે લેણું વસૂલ...

શું દુનિયા છે ને! માના દૂધની કિંમત પૈસાથી અંકાય ખરી? પણ આવી બધી વાતો હવે યાદ કરીને ફાયદો પણ શો છે?

દુનિયા જ પલટાઈ ગઈ છે, યુગ પલટાઈ ગયો છે, જે અમારી દુનિયા હતી એ આજ નથી. ને તેથી જ આ નવી નવી દુનિયા

ફૂદકે ને ભૂસકે આગળ વધતી દુનિયા અમને અજાણી અજાણી લાગે છે ને તેથી જ ભરી ભરી દુનિયામા પણ અમને એકલુ એકલું લાગે છે

આ મારા ભર્યા ભાદર્યા ઘરમાં, મારા સ્વજનોની વચમાં પણ હુ એકલો પડી જાઉ છું. ને દા'ડો તો જેમ તેમ કાઢું છું પણ રાત તો વેરણ બની જાય છે. હુ મારા ખાટનામા સુઉ છુ ને નરેશ બત્તી બુઝાવીને જાય છે ત્યારે ગાઢ.. અંધકાર . મારા તન ને મન પર છવાઈ જાય છે.

દિવસ ઊગ્યો, ખીલ્યો, ને સધ્યામા ઢળીને:આથમી પણ ગયો. પણ મારા જીવનની સધ્યા કેમ હજી આથમતી નથી ! આ આથમતી સંધ્યામા ગાઢ અધકારના ઓળા પડયા છે પણ હજીયે શ્વાસ લેવા છોડતી નથી, પ્રભુ હવે એ હૈયાના ધબકારા બંધ કરી દે એટલી જ પ્રાર્થના કરુ છું.

પ્રભુ તમને સૌને કુશળ રાખે એ જ આશીર્વાદ.

લિ તારા બુઢ્ઢા કાકાના આશીર્વાદ.

## પત્ર ૨૪ મો

પ્રિય સુધાબેન,

તારો પત્ર મળ્યો, ને મારો ભય સાચો પડ્યો. જડુકાકાની વાત મેં તને લખી ત્યારે થતું હતું કે કદાચ તું આવો જ અર્થ ઘટાવીશ ને એ પત્ર પોસ્ટ કર્યા પછી એ જ વિચાર આવતા હતા કે તારો એમ્બ્રશેલ જેવો જવાબ આવવાનો જ, ને એ આવ્યો પણ ખરો. તું લખે છે કે "જડુકાકાની વાત પરથી પણ એ જ સાબિત થાય છે કે ઘરડાનાં ઘર હોવાં ખૂબ જ જરૂરી છે. વહુ-દીકરા આવી રીતે હેરાન કરે, ને ડોસાને મરવા વાંકે જીવવું પડે ને કરતાં ઘરડાનાં ઘરમાં સુખશાંતિમાં જિન્દગીના છેલ્લા દહાડા વીતાવે એ શું ખોટું?"

તારી વાત ખરી છે. આવું જોઈ ને મને પણ કોઈ વાર થઈ આવે છે કે બિચારા વૃદ્ધો માટે ઘરડાંના ઘર હોવાં જરૂરી છે જ. જર્જરિત દેહને જ્યારે કોઈના ટેકાની જરૂર છે, સુખ, શાંતિ ને આરામની જરૂર છે, ત્યારે આટલી હાડમારી વેઠવી પડે એ તો અસહ્ય જ કહેવાય. આ વાત સમજું છું છતાંયે મારું માનસ જલદી ઘરડાના ઘરની તરફેણમાં મત દઈ શકતું નથી, કારણ કે હજીયે મને લાગે છે કે તું ઢાલની એક જ બાજુ જુએ છે પણ એટલું ખરું કે જે જુએ છે તે સ્પષ્ટ જુએ છે પણ મને બંને બાજુ દેખાય છે. પરંતુ બંને ધૂંધળી દેખાય છે, ને એટલે જ હું નિર્ણય કરી શકતી નથી. છોકરાંઓ વૃદ્ધોને સારી રીતે રાખતા નથી, કે રાખી શકતાં નથી, એ હકીકત છે અને તેથી ઘરડાં એમના માટે ખાસ બનાવેલા ઘરડાનાં ઘરમાં રહે ને સુખી થાય એ વધારે ઇચ્છનીય છે ને એ જ એક ઉપાય છે એમ તમે માનો છો. મને એમ થાય છે કે આ ઉપાય

અજમાવ્યા પહેલાં આવું કેમ થયું? આ રોગનું મૂળ શું છે એ જોઈ જઇએ તો? છોકરાઓ પહેલાં તો પોતાની ફરજ સમજતાં હતાં. પોતાના શરીરના ચામડાના જોડા સીવડાવી દઈ એ તોયે, મા–બાપનું ઋણફીટે નહિ એવું કહેતા ને માનતાં, 'માતૃ દેવોભવ'ની ભાવના હતી. એ જ છોકરાંઓમા આજે આટલું પરિવર્તન કેમ થયું? હક્ક ને ફરજની ખૂબ જ વાતો કરનારાને ફરજનું ભાન કેમ વિસરાયું એ શોધવા પ્રયત્ન કરીએ તો? કદાચ રોગનાં મૂળ સુધી જતાં યોગ્ય ઉપાય મળી રહે એ શક્ય નથી?

માનવજીવનમાં પેલાં ત્રણ બળો–પ્રકૃતિ, સંસ્કૃતિ ને વિકૃતિનો જો અહીં મેળ બેસાડીએ તો એમ કહી શકાય કે, ઘરડાં મા–બાપ પોતાનાં ઘરમાં જ રહે, પોતાનાં આવળ ગોવળ વચ્ચે, બાળગોપાળ ને સ્વજનોની વચ્ચમાં રહે, ને તેમ રહેતા, કોઈ વાર સહેજ કોઈનાં મન દુઃખ થાય તો એ પ્રકૃતિ છે. એમને ફૂટેલા વાસણ જેમ નકામાં ગણીને ઘરડાંનાં ઘરમાં ધકેલી દેવા એ વિકૃતિ છે, ને મા–બાપ ને ઘરમાં માનથી સ્વમાનથી રાખવાં, એમના ઘડપણમાં ટેકારૂપ બનવું ને એમની આજ્ઞા ઉઠાવવી, એમની સેવા કરવી ને એમને શાન્તિ પમાડવી એ સંસ્કૃતિ છે જેમ દ્રાક્ષ દ્રાક્ષના જ રૂપમાં ખાવી એ સંસ્કૃતિ છે ને એનો દારૂ કરીને પીવો એ વિકૃતિ છે, છતાંયે દારૂ પીનારા એમાંથી દારૂ જ બનાવવાના અને એ દારૂને જ સંસ્કૃતિનું રૂપ આપીને, સૌની વચ્ચમાં પીવાના જ. છતાંયે જે વિકૃતિ છે તે વિકૃતિ જ રહેવાની... સંસ્કૃતિનું નામ આપો તોયે.

તું લખે છે કે "જદુકાકાની દીકરી પણ એવી કેવી? સાધારણ રીતે તો દીકરીઓને મા–બાપ પ્રતિ દીકરા કરતાં બહુ લાગણી હોય છે; એ દીકરી ગરીબ છે ને વસ્તારી છે, ને ભાઈઓ પૈસાપાત્ર છે, ભાઈ–ભાભીઓ સાથે સારું રાખે તો જ કંઇક પામે, એ સ્વાર્થે

પિતા કરતાં ભાઇ–ભાભી તરફ વધુ ઢળી છે. નાની દીકરી દર્શના ખૂબ જ પ્રેમાળ છે, એને બાપનું ખૂબ જ લાગે છે, એ તો એના બાપને પોતાના ઘેર લઈ જવા રાજી છે પણ બાપ જતા નથી. કહે છે કે છતે દીકરે દીકરીના ઘેર જઈને રહું તો લોકો શું કહે? દીકરાનું કેવું લાગે? ને દીકરા પણ જવા દે નહી કારણ કે બાપ દીકરીને ત્યાં રહે તો પોતાની આબરૂ જાય. આ તો કરે નહિ ને કરવા દે નહી એવી સ્થિતિ છે. વૃદ્ધોની આવી કરુણ દશા જોઉં છું ત્યારે મને પણ થાય છે જ કે આ કરતાં બિચારાં ઘરડાના ઘરમાં જઈને રહે એ જ સારું છે.

તારી વાત ખરી છે કે "જરૂર હોય તે જ એ ઘરોનો ઉપયોગ કરે, બધાએ કરવો જ એવું બંધન કે એવું ફરજિયાત થોડું જ છે?" માંદાને સગવડતા મળે, ને એની સારવાર બરાબર થઈ શકે એ માટે હોસ્પિટલો બનાવવી જોઇએ જ પણ એનો અર્થ બધાં જ હોસ્પિટલમાં રહી જાય એવો થોડો જ છે? પ્રસુતિગૃહો હોવાં જરૂરી છે જ એનો અર્થ કંઈ એવો કે કોઈની ઘેર પ્રસુતિ થાય જ નહી... જેને સગવડ હોય તે ઘેર કરે, ને જેને એ ગૃહોનો લાભ લેવો હોય તે લે. ઘરમાં કોઇ કરનાર ન હોય એના માટે આ ગૃહો જેમ આશીર્વાદરૂપ છે અગર સગવડતા જોઈતી હોય એના માટે પણ સારાં છે, એવું જ આ ઘરડાંના ઘરનું છે. આ વિચાર નવો છે, અને નવું નવું છે તેથી ઘણાંના પ્રત્યાઘાતો આની વિરુદ્ધ છે તે સમજી શકાય છે પરંતુ સહેજે વિચાર કરીશ તો લાગશે કે આમાં એવું અકળાઈ ઊઠવા જેવું કશું જ નથી.

તને બીજો દાખલો આપું. જો એક છોકરો મા–બાપ પાસે રહીને બરાબર ભણતો ન હોય તો એને બીજે સ્થળે ભણવા મૂકે ને ત્યાં એને હોસ્ટેલમાં રાખે એવું જ આ છે. છોકરો દૂર રહે ને

ત્યાં ચિત્ત દઈને ભણે એ જેમ છોકરાનાં હિતમાં છે તેવું જ આ ઘરો ઘરડાનાં હિતમાં છે, મુખ્ય વિચાર એમનાં જ હિતનો છે !!" તારી આ દલીલ એકદમ ગળે ઊતરી જાય એવી છે. આમા ઘરડાનું જ હિત સમાયેલુ છે, એમના જ સુખનો વિચાર કરાયો છે, પરંતુ સ્હેજ ઊંડા ઊતરીએ તો લાગે છે કે આમા ઘરડાના હિત કરતા યુવાનોની સુખ–સગવડતાનો જ વધુ ખ્યાલ કરાયો છે પરંતુ તુ દલીલ એવી મજાની કરે છે કે મન એ તરફ ઢળી પડવા લલચાઈ જાય છે પરંતુ આંતર મન કહે છે કે આ દલીલ મધથી ખરડાયેલી તલવારની ધાર જેવી છે ઉપરથી ચાટતા તો ગળી જ લાગે પણ જો અંદર સહેજ ઊંડા ઊતરો તો જીભ કપાઈ જ જવાની

મહાભારતમા એક વાત આવે છે, એમા કલીયુગે પ્રશ્નો પૂછ્યા છે ને ધર્મ રાજાએ એના ઉત્તરો આપ્યા છે એમાં એક પ્રશ્નના ઉત્તરમા ધર્મ રાજા કહે છે કે 'આવુ તો કલીયુગમાં થશેઃ પિતા પોતાના ચાર પુત્રોનું પાલનપોષણ કરશે એમનુ પેટ ભરશે, એમને ભણાવી ગણાવી યોગ્ય બનાવશે પરંતુ એ કલીયુગના પુત્રો વૃદ્ધાવસ્થામા એમની ખબર પણ નહિ પૂછે બધા મળીને પણ પોતાનાં માતાપિતાનું પેટ નહિ ભરી શકે, એમને અનાથાલયમાં જવુ પડશે, અથવા ભૂખે મરવુ પડશે' આના જવાબમાં તુ કહી શકે કે જો આ બધું નિર્ધારિત જ છે, તો પછી એનો શોક શા માટે ? તારી વાત ખરી છે શોક શા માટે ? ને શો અર્થ ? તમારા જેવા ભણેલા ગણેલા અને ખૂબ જ પ્રગતિમાન વિચારો ધરાવનારની રણભેરી આડે મારો આવો ઝીણો અવાજ કોણ સાભળવાનુ છે ?

નગારા આડે તીતૂડીનો અવાજ ક્યાય ડૂબી જવાનો છે, એ જાણુ છુ છતાયે ડૂબતો માણસ જેમ તરણાંને બાઝે એ રીતે હું છેલ્લો પ્રયાસ કરી જોઉ છુ આ સાથે અમરાપનો પત્ર તને

વાચવા મોકલું છું. અમરીષને તો તું જાણે છે ને? એ પણ તારી જેમ આ યુગના રંગે રંગાયેલો છે. ઘણાં વર્ષો યુરોપમાં રહ્યો છે, અને 'ઘરડાનાં ઘર' હોવા જોઈએ જ એમ તારા મતનો છે, એટલું જ નહિ .એ તો એ ઘરમાં એના માતપિતાને મૂકી પણ આવ્યો છે. એનો જ પત્ર તને વાંચવા મોકલું છુ. એ પત્ર તુ વાંચી જજે, ને મને જવાબ લખવા કે દલીલો કરવા કરતાં વાંચીને શાન્ત મને એ પર વિચાર જ કર એમ ઇચ્છું છું.

અહીં સૌ કુશળ છીએ, તમારી સૌની કુશળતા ઇચ્છું છું.

એ જ લિ. તારીબેન કુમુદનાં સ્નેહસ્મરણ.

# પત્ર ૨૫ મો

પ્રિય કુમુદબેન,

તમને મારો ૧૭ મીનો પત્ર મળ્યો હશે. તે પત્રમાં લખ્યા મુજબ અમે અમારાં માત-પિતાને 'ઘરડાનાં ઘર'માં મૂકી આવ્યા. મને અને મારા ભાઈઓને લાગ્યું કે એમને ત્યાં જ બહુ સુખશાંતિ મળશે.

આ નિર્ણય કરતી વેળાએ મારા દિલમાં દુઃખ હતું. રહી રહીને મન જાણે કહેતું કે આ ઠીક થતું નથી. થતું કે મારા કર્તવ્યમાં હું નિષ્ફળ ગયો છું.

બાની ઉંમર અત્યારે ૬૫ ની છે ને બાપુજીની ૬૮ ની છે. બાપુજી અત્યારે નિવૃત્તિ ભોગવે છે, પરંતુ પોતાની પાસે એમનું તથા બાનું સારી રીતે ચાલી રહે એટલી બચત છે જ બાપુજી શરીરે થોડા સમયથી અસ્વસ્થ રહે છે, પરંતુ બા પોતાનું તથા બાપુજીનું કરી શકે એવી સ્થિતિમાં હતાં, પણ થોડા વખત પહેલાં બાને સાયેટી-કાનો દુખાવો શરૂ થયો, અને બાપુને ન્યુમોનિયા થઈ આવ્યો, તબિયત બહુ બગડી, બા ગભરાયાં, મૂંઝાયાં. એક તો ઉમ્મર, એમાં પગનો દુખાવો, ને એમાં બાપુની માંદગી બા કેટલું કરી શકે? એમાં ડૉકટરે કહ્યું કે પિતાની આર્ટરીઝ સખત થતી જાય છે કદાચ એ કારણે શરીર એકાએક અટકી પણ પડે.' જો આવું થાય તો બાપુનું કોણ કરે? તો બાથી એકલાથી એ બોજો કેમ ઊપડે? ને એવી સ્થિતિમાં એમને એકલાં રહેવા પણ કેમ દેવાય? ને જો એકલા ન રહેવા દેવાય તો બીજે રાખવા ક્યાં? બીજા ભાઈઓએ તો કોઈ ને કોઈ કારણ

આપીને એ બોજ ઉઠાવવાની ચોખ્ખી ના કહી. હું એકલો શું કરું? ક્યાં સુધી કરું? મારી પત્નીને કરવું કેમ ગમે! આ બધા વિચારને અંતે આખરે અમે એ જ નિર્ણય પર આવ્યાં કે 'ઘરડાનાં ઘર'માં એમને મૂકવાં ને તે જ બરાબર છે કારણ કે ત્યાંજ એમની પૂરતી સારસંભાળ લઈ શકાશે

આ નિર્ણય લીધા પછી થયું કે મન હળવું થશે, પરંતુ તેમ ન બન્યું. અત્યાર સુધી 'ઘરડાના ઘર'માં ઘરડાઓએ જવું જોઈએ એમ કહેનારો હું આજે મારી બાની આંસુભરી આંખો જોઈને એ ન કહી શકયો. મને થયું કે જો એ ઘરો એમને સંઘરે તો એમનાં પોતાનાં જ ઘરો શા માટે એમને ન સંઘરી શકે? છોકરાં એમના પોતાનાં જ છોકરાં, મા-બાપને સાથે ન રાખી શકે, એમની સેવા ન કરી શકે, એ છોકરાઓ માટે સરિયામ નિષ્ફળતા જ ગણાય કે બીજું કંઈ? મન કહી રહ્યું હતું કે મારે કરવું જોઈએ એ નથી કરી શકતો, હું મારી ફરજ ચૂકી રહ્યો છું. એ દુઃખી મનનું સમાધાન કરવા થોડા મિત્રોને મળ્યો, એમને ત્યાં પણ આ પ્રશ્ન હતો ને એમાંના થોડાએ આ ઉકેલને યોગ્ય ગણાવ્યો. ને થોડાંને થતું કે વૃદ્ધો એ ઘરમાં સુખી થાય છે એમ માનવામાં આપણે કંઈક ભૂલ કરી રહ્યા છીએ. મારા એક મિત્રે તો આંખમાં આંસુ સાથે કહ્યું ખરું કે 'અમરીષ! આપણે આપણો ધર્મ, આપણી ફરજ, માતૃઋણ, પિતૃઋણ બધું જ ચૂકી રહ્યાં છીએ. કેવું વિચિત્ર છે કે' મા-બાપ સાત સાત છોકરાં હોય તોયે તેમને ઉછેરી શકે છે પણ એ સાત મળીને પણ એક મા-બાપનું ધ્યાન રાખી શકતાં નથી, વૃદ્ધાવસ્થામાં એમની સેવા કરી શકતાં નથી શું દુનિયા થઈ ગઈ છે અને સંસ્કૃતિના નામે ડિમ ડિમ વગાડનારા આપણે પશુ કરતાંયે ઊતરવા લાગ્યા છીએ.' કદાચ મિત્રના વાતમાં અતિશયોક્તિ હશે પરંતુ મને લાગ્યું કે એ કહે છે એમાં સત્ય પણ છે જ. બીજા મિત્રે મા-બાપ માટે

વારા કર્યા હતા. બાપ રહે એકના ઘેર ને મા બીજાને ઘેર..બીચારાં વૃદ્ધ મા-બાપ જ્યારે એમને એકબીજાની 'કંપની'ની હૂંફની ખાસ જરૂર હોય ત્યારે દીકરાઓનો ખાતર એમને જુદા પાડવા એ કેટલું ક્રૂર છે. બંને એકબીજા વિના તરફડે છે. આખા અંગને ચીરીને એના બે ફાડિયાં પાડીને જાણે કે એક ભાગ એક દીકરાના ત્યાં ફેંક્યો ને બીજો ભાગ બીજા દીકરાને ત્યાં. આવી સ્થિતિમાં એ ક્યાં સુધી છવી શકે? બીજા મિત્રની ફરિયાદ હતી કે મા-બાપ તદ્દન જુનવાણી વિચારનાં છે, જમાનો જ ઓળખતા નથી એમને સાથે રાખવાં ફાવતાં જ નથી બીજા મિત્રે કહ્યું કે એમને એ ઘરડાની દુનિયા જ ગમે. એ એવાની વચમાં રહે તે જ ઠીક છે, ત્યાં એ સુખી ને ઘરમાં આપણે સુખી. આમ અનેકને મળીને, અનેકના વિચારો જાણીને આખરે અમે નિર્ણય કર્યો કે બા-બાપુજી ઘરડાના, ઘર'માં રહે એ જ ઉત્તમ રસ્તો છે. ને આ નિર્ણયની વાત કરવા અમે ભાઈઓ બા બાપુજી પાસે ગયા.

વાત સાંભળીને બાપુ તો કશું જ બોલ્યા નહિ, ત્યાંથી ઊઠીને એમના ઓરડામાં જ ચાલ્યા ગયા. હું બા પાસે ગયો, એના ખોળામાં પડેલા કરચલી વાળા હાથ તરફ મારી નજર ગઈ, એ જ હાથ કે જેણે અમને ભીનામાંથી સૂકામાં સુવાડ્યા હતા, જે હાથે અમારું લાલન-પાલન કર્યું હતું, લાડ લડાવ્યા હતા, ને મહેનત કરીને મોટા કર્યા હતા. હું એ હાથ સામે વધારે વાર ન જોઈ શક્યો, એ દુઃખી મુખ સામે નજર ઠેરવી ન શક્યો, પરિણામે જે કઈ કહેવું હતું તે ભુલાઈ ગયું..આખી યોજના જે રીતે એમની સામે મૂકવા ધારી હતી તે મૂકી ન શક્યો. મને લાગ્યું કે જાણે હું કોઈ કોર્ટમાં ઊભો છું ને માતાપિતા જાણે આરોપીઓ છે, ને અમે ભાઈઓ ફરિયાદી છીએ. અમે મા-બાપ પર આરોપ મૂક્યો છે કે એ ગુનેગાર છે ને એમનો ગુનો એ જ છે કે એ વૃદ્ધ થયાં છે.

એ વૃદ્ધ થયાં એ જ એમનો ગંભીર ગુનો છે, ને અમે એમનાં જ પુત્રો, એમના પિંડનો પિંડ, એમના રક્તમાંસમાંથી ઘડાયેલ જીવ એમને સજા ફરમાવી રહ્યા છીએ કે હે વૃદ્ધો તમે જલદી વખતસર ઘરડાં થયા પહેલાં મરી ન ગયાં એ તમારો ગુનો છે, તમારું કાર્ય પૂરું થયું, છોકરાંને ઉછેરી લીધા, ઠેકાણે પાંડી દીધાં પછી તમારે પણ ઠેકાણે પડી જવું જોઈતું હતું, પરંતુ એટલી સાદી સીધી આ જમાનાને યોગ્ય વાત તમે સમજી શક્યાં નહિ ને તમે ટકી જ રહ્યાં એ તમારો નાનોસૂનો ગુનો નથી. માટે હે વૃદ્ધો! જાઓ તમને શિક્ષા કરવામાં આવે છે કે આજથી તમારા માટે ઊભી કરેલી પાંજરાપોળોમાં દાખલ થઈ જાઓ. ને બાકીનું રહ્યુંસહ્યું આયુષ્ય ત્યાં જ પૂરું કરો. કંપિત કાયાઓ દીકરાએ કરેલી સજા સ્વીકારી લે છે. 'ઘરડાના ઘર' તરફ એ પગલાં માંડે છે પરંતુ સજા કરનારનાં શિર તો શરમથી ઢળી પડે છે.

મારી આંખમાં આંસુ આવી ગયાં. મેં બાના હાથ પકડી લીધા ને હું એટલું જ બોલી શક્યો કે બા. ને બાએ આંસુ ભરી આંખે મારા સામું જોયું. મારી આંખનાં આંસુ લૂછ્યાં, ને એટલું જ બોલી ગભરાઈશ નહિ હોં હું તારા બાપુને સમજાવી દઈશ. અમે કોઈ પર બોજારૂપ નહિ થઈએ. આટલું કહીને એ દુઃખતા પગે ઊઠી. રસોડા તરફ જવા લાગી ને ટપકતાં આંસુને પાલવે લૂછતાં, ને હસવાનો પ્રયત્ન કરતાં, બોલી કે તમારા માટે થોડાં ગરમાગરમ ભજિયાં ઉતારી લાવું. તમને મારા હાથનાં ભજિયાં બહુ ભાવે છે ને?

માગથી બોલાઈ જવાયું, બા, મારી બા, મારી વહાલી બા. ને એ ભાન આગે જ હું એની પાછળ રસોડામાં ગયો. બાએ જાણ્યું કે હું એની પાછળ ઊભો છું છતાં એ મારા સામું જોઈ ન શકી, ખાળી રાખેલાં આસુનો ધોધ ઊમટ્યો...ને એ પાટલા પર ઢગલો થઈને ઢળી પડી. હું શું બોલું? કેમ કરીને આશ્વાસન આપું!

થોડીવારે બા સ્વસ્થ થયાં ને મારી પાસે આવીને કહ્યું કે, દીકરા તું ચિંતા ન કરતો હોં! અમે ઘરડાના ઘરમાં જઈશું પણ તારા બાપુને ત્યાં નહિ ગમે. તું જાણે તો છે કે એમને આ ઘરની કેટલી માયા છે. આ ઘર, આ સ્થળ, આ વાતાવરણ, આ પાડોશ એ બધા વિના એમને ચેન નહિ પડે આ બધા વિના એ મુરઝાયા કરશે હિજરાયા કરશે. એટલે...બા વાક્ય પૂરું કરી શકી નહી–એ ફરી રડી પડી...ને મારી આંખમાં પણ આંસુ ઊભરાયા. મને થયું કે પ્રભો! તું આ કોની કસોટી કરી રહ્યો છે!

સ્વસ્થતા પ્રાપ્ત થતાં બાને મેં 'ઘરડાનાં ઘર'ના દરેક દરેક ફાયદા સમજાવ્યા! ત્યાંના વાતાવરણનું ને સગવડતાનું રસપૂર્વક વર્ણન કર્યું. ને ત્યાં તમને ખૂબ જ ગમશે તેમ નિશ્ચયપૂર્વક કહ્યું. ત્યાં જવામાં જ એમનું હિત છે તે ભારપૂર્વક સમજાવ્યું. હું જોઈ શક્યો કે બાને મારી કોઈ વાત કે દલીલ ગળે ઊતરી નહોતી. છતાંયે દીકરાને ખુશ કરવા બોલી કે ભલે બાપુ! તું કહીશ તો ત્યાં જઈશું. બસ! હવે તો રાજીને!

આખરે એક દિવસ અમે એમને 'ઘરડાના ઘર'માં લઈ ગયા. એ સ્થળ સુંદર છે ને વૃદ્ધોને દરેક રીતે આરામ, આનંદ અને શાન્તિ મળે તેવી એની વ્યવસ્થા છે. મને એ ઘર ખૂબ જ ગમ્યું ને હર્ષથી બોલી ઊઠ્યો કે બા! ખૂબ ગમે એમ છે, નહિ? ને મારા પ્રશ્નનો ઉત્તર મેળવવા મેં બા સામે નજર કરી, ને બાનું મુખ જોતાં મારો હર્ષમાત્ર ઓસરી ગયો બા એટલું જ બોલી કે ચાલશે. અમારે ઘરડાંને હવે સારું શું કે નરસું શું? દહાડા જ પૂરા કરવા છે ને! આટલું કહીને બાએ ઊંડો નિસાસો નાંખ્યો મેં બાપુજીને પૂછ્યું, બાપુજી ઘર જેવું જ લાગે છે નહિ! બાપુ કંઈ બા જેવા નરમ નહોતા, એમણે મારી સામે એવી રીતે જોયું કે હું શરમાઈ નીચું જ જોઈ ગયો. થોડીવારે બાપુજી બોલ્યા કે, 'જો

સામે બેઠા તે લોકોને. જે પેલા ખખળી ગયેલા ડોસા ડોસીને ! મરવા વાંકે જ બધા જીવે છે ને ? અને હવે અમારે એમની સાથે રહેવાનું છે. એટલે આનંદ તો આવે જ ને ?'

બાપુજીના કટાક્ષનો હું શું જવાબ આપું ? બા, બીચારી મારી બા એના હૈયાને ચીરીને, મેં એને ઘરડાનાં ઘરમાં ધકેલી તોયે એ ભલી, પ્રેમાળ બા મારી મદદે આવી. એ બોલી દીકરા થોડા દહાડા રહીશું ને એટલે આપોઆપ ફાવી જશે. બાના આ ઉત્સાહ ભર્યો જવાબથી મારામાં પણ ઉત્સાહ આવ્યો ને મેં કહ્યું, બાપુ ! તમારામાં ઘણી આવડત છે. તમે આ લોકોને ખૂબ જ ઉપયોગી થઈ પડશો. બાપુએ મારી સામે જોયા વિના જ જવાબ આપ્યો. જે પોતાના છોકરાઓને બીન ઉપયોગી લાગ્યો તે બીજાને શી રીતે ઉપયોગી લાગવાનો હતો ? હું શું બોલું ?

આ જ વખતે એક વૃદ્ધ ડોશી લાકડીના ટેકેટેકે અમારી પાસે આવી. ને મને કહેવા લાગી કે 'એમને કહે કે દુઃખી ન થાય, જો ને અમારે સૌને અમારાં ઘરબાર, છૈયાં-છોકરાં, બાળગોપાળ, આવળગોવળ છોડીને અહીં આવવું જ પડ્યું છે ને ? આ તારાં, મા-બાપને કેટલું દુઃખ થયું હશે અહીં આવતાં તે હું સમજી શકું છું. કેમ ન સમજું ? મારા દીકરા મને અહીં મૂકી ગયા ત્યારે મારી દશા પણ એવી જ થઈ હતી, પણ શું થાય ? રેવાનું જ રહ્યું. રાખવા ન માંગે ત્યાં પરાણે તો ક્યાં સુધી રહી શકીએ ! અહીં જીવ હજીયે ગોઠતો નથી પણ ભગવાને આયુષ્ય આપ્યું એટલે પૂરું કર્યા વિના કંઈ છૂટકો છે ? ઘણાએ દિવસ આંસુ સાર્યાં-ખાવું ન ભાવ્યું, ઊંઘ ન આવી, ઘરનાં સૌ યાદ આવ્યાં જ કર્યાં. વહુ-દીકરા ને બાળગોપાળ. તેમાંયે મારો નાનકડો તો દાદીમા દાદીમા કરતો એ તો હજીયે ભુલાતો નથી, મને કેટલો એ આનંદ કરાવતો હતો. એ હસતો ને મારું બોખું મોં હસી ઊઠતું. એની સાથે હું યે

મોત મીઠું લાગશે. અરે રાતદહાડો એની રાહ જોતાં જ બેસશોને! હું તો હવે એની જ રાહ જોઇને બેઠી છું, લાગે છે કે હવે તો સૌથી વધુ પરિચિત તો એ એક જ છે આવી ને લઈ જાય એટલે નિરાંત.

બા વધારે સાંભળી ન શકી. બાપુજીના હાથ પણ ધ્રૂજતા હતા બા અંદર ચાલી ગઈ ને બાપુજીએ મારી સામે એવી રીતે જોયુ કે વગર બોલ્યે જાણે મને કહી દીધું કે હજી શું જોઈ ને અહીં ઊભો છું? હજી કશું જોવાનું, જાણવાનું, સાંભળવાનું બાકી છે ખરુ? હું કશું જ બોલ્યાચાલ્યા વિના ત્યાંથી નીકળી ગયો.

ઘેર આવીને ન ખાઇ શક્યો, ન સૂઈ શક્યો...પેલી લોહીની સગાઈની વાર્તામાં ગાડીની જે દશા થઈ હતી તેવી જ કંઈક મારી દશા થઈ! ચેન પડતું નહિ...ઘર એમના વિના ખાવા ધાતું હતું...છતાયે મનને મનાવતો હતો કે..શરૂઆતમાં એવું લાગે પણ પછી એમને જરૂર ત્યાં ગમી જશે.

થોડા સમય પછી મળવા ગયો ત્યારે એમને અસ્વસ્થ જોયાં. બાએ તો મને જોતાં જ કહ્યું ભાઈ તું અમને અહીંથી લઇ જા. મે કહ્યુ બા શા માટે? અહીં તમને શું દુઃખ છે? અહીં તો તમારી ઘર કરતાયે વિશેષ સંભાળ લેવાય છે. મારો જવાબ સાંભળી ને બાએ એટલું જ કહ્યુ હા...સંભાળ તો લેવાય છે. ને એક ઊંડો નિસાસો નાખ્યો. બા-બાપુજીને ત્યાં ગમતું નહોતું જ એ હું જોઈ શક્યો. બીજા અજાણ્યા વૃદ્ધોમાં એમને રસ નહોતો, એમની વાતોમાં ક્યાંય નવીનતા નહોતી, જીવન નહોતું. હતાં ફક્ત દુઃખ વેદના ને ઊંડા નિસાસા. સૂર્યોદય કે સૂર્યાસ્ત એમને મન સમાન જ હતાં, એમના જીવનમાં તો જાણે નિત્ય અમાસની સંધ્યા જ હતી. એ જેમ બીજાની વાતોમાં રસ લઈ- ૧ પૃ

પોતાની વાત કોઇને કહી શકતાં નહોતા, કોને કહે ? સાંભળનારે પાત્ર જોઈએ ને ?

સારો ખોરાક, સારી સારસંભાળ, સારવાર ને મનને આનંદ આપનાર સાધનો છતાં બા-બાપુજી બન્ને હિજરાઈ રહ્યાં હતાં. ઘરમાં તો બા નિયમિત છાપું વાંચતી, રોજના બનાવોની પૂરી માહિતી રાખતી ને ઘણીવાર અમારી સાથે ચર્ચા પણ કરતી પણ અહીં આવીને તો છાપાં વાંચવાની ઈચ્છા પણ મરી ગઈ હતી, આંખ મીંચીને ખુરશીમાં જ પડી રહેતી. બાને પૂછ્યું, બા ! આટલા બધાં છાપાં અહીં આવે છે ને તું વાંચતી કેમ નથી–જવાબ મળ્યો. કે વાંચીને શું કામ છે ? જે દુનિયામાંથી અમે સાવ ફેંકાઈ જ ગયાં છીએ એ દુનિયાની વાત જાણીને શો લાભ છે ?

વાકયે વાકયે નંખાતા બાના નિસાસાથી મારું અંતર વલોવાઈ જતું હતું. બાપુજી પણ ખૂબ જ દૂબળા પડી ગયા હતા. મને લાગ્યું કે એમના જીવનમાંથી રસકસ જ ઊડી ગયો છે, પણ આમ કેમ બન્યું એમને શું ઓછું લાગે છે અહીં ?

વિચાર કરતાં લાગ્યું કે પોતાના ઘરમાં એ શાન્તિથી જિંદગી ગુજારતાં હતાં એમાં તકલીફ હતી. પરંતુ આનંદ પણ હતો જ. રોજ કંઈ અવનવા બનાવો બનતા, આડોશીપાડોશી આવતાં ને અલકમલકની વાતો કરતાં, કેઈ વાર એ મિત્રોને મળવા જતાં તો કોઈ વાર મિત્રો આવીને ગપસપ કરતા...મન પડે ત્યાં ને ત્યારે જતાં, મન પડે એને પોતાને ત્યાં બોલાવતાં, મન પડે તે ખાતાં ને ત્યારે ખાતાં. મન પડે ત્યારે સૂતાં ને એમના જીવનના એ જ કર્ણધાર હતા, નિર્ણાયકો હતો. કોઈ જાતનું દબાણ નહોતું શાસન નહોતું. ને એ ઉંમરે શિસ્ત પાળવાની પળોજણ નહોતી. વહુ–દીકરાઓ મળવા આવતાં, પૌત્ર–પૌત્રીઓ દોડતાં દાદા-દાદી પાસે આવતાં, એમના કલકલ કરતાં વહી જતાં ઝરણા સમા

મોત મીઠું લાગશે. અરે રાતદહાડો એની રાહ જોતાં જ બેસશોને! હું તો હવે એની જ રાહ જોઇને બેઠી છું, લાગે છે કે હવે તો સૌથી વધુ પરિચિત તો એ એક જ છે આવી ને લઈ જાય એટલે નિરાત.

બા વધારે સાંભળી ન શકી બાપુજીના હાથ પણ ધ્રૂજતા હતા બા અંદર ચાલી ગઈ ને બાપુજીએ મારી સામે એવી રીતે જોયુ કે વગર બોલ્યે જાણે મને કહી દીધું કે હજી શું જોઈ ને અહીં ઊભો છું? હજી કશુ જોવાનું, જાણવાનું, સાંભળવાનું બાકી છે ખરુ? હું કશું જ બોલ્યાચાલ્યા વિના ત્યાંથી નીકળી ગયો.

ઘેર આવીને ન ખાઇ શકયો, ન સૂઈ શકયો...પેલી લોહીની સગાઈની વાતોમાં ગાડીની જે દશા થઈ હતી તેવી જ કંઈક મારી દશા થઈ! ચેન પડતું નહિ...ઘર એમના વિના ખાવા ધાતુ હતું...છતાંયે મનને મનાવતો હતો કે ..શરૂઆતમાં એવું લાગે પણ પછી એમને જરૂર ત્યા ગમી જશે.

થોડા સમય પછી મળવા ગયો ત્યારે એમને અસ્વસ્થ જોયાં. બાએ તો મને જોતા જ કહ્યું ભાઈ તું અમને અહીથી લઈ જા. મે કહ્યુ બા શા માટે? અહીં તમને શું દુ ખ છે? અહીં તો તમારી ઘર કરતાયે વિશેષ સંભાળ લેવાય છે. મારો જવાબ સાંભળી ને બાએ એટલું જ કહ્યુ હા...સંભાળ તો લેવાય છે, ને એક ઊંડો નિસાસો નાખ્યો. બા-બાપુજીને ત્યાં ગમતું નહોતું જ એ હુ જોઈ શકયો બીજા અજાણ્યા વૃદ્ધોમાં એમને રસ નહોતો, એમની વાતોમાં ક્યાંય નવીનતા નહોતી, જીવન નહોતું. હતાં ફેક્ત દુઃખ વેદના ને ઊંડા નિસાસા. સૂર્યોદય કે સૂર્યાસ્ત એમને મન સમાન જ હતાં, એમના જીવનમાં તો જાણે નિત્ય આથમતી સંધ્યા જ હતી. એ જેમ બીજાની વાતોમાં રસ લઈ શકતા નહોતાં એમ

પોતાની વાત કોઇને કહી શકતાં નહોતા, કોને કહે? સાંભળનારે પાત્ર જોઈએ ને?

સારો ખોરાક, સારી સારસંભાળ, સારવાર ને મનને આનંદ આપનાર સાધનો છતાં બા-બાપુજી બન્ને હિજરાઈ રહ્યાં હતાં. ઘરમાં તો બા નિયમિત છાપું વાંચતી, રોજના બનાવોની પૂરી માહિતી રાખતી ને ઘણીવાર અમારી સાથે ચર્ચા પણ કરતી પણ અહીં આવીને તો છાપાં વાંચવાની ઈચ્છા પણ મરી ગઈ હતી. આંખ મીંચીને ખુરશીમાં જ પડી રહેતી બાને પૂછ્યું, બા! આટલા બધાં છાપાં અહીં આવે છે ને તું વાંચતી કેમ નથી—જવાબ મળ્યો કે વાંચીને શું કામ છે? જે દુનિયામાંથી અમે સાવ ફેંકાઈ જ ગયાં છીએ એ દુનિયાની વાત જાણીને શો લાભ છે?

વાક્યે વાક્યે નંખાતા બાના નિસાસાથી મારુ અંતર વલોવાઈ જતું હતું. બાપુજી પણ ખૂબ જ દૂબળા પડી ગયા હતા. મને લાગ્યું કે એમના જીવનમાંથી રસકસ જ ઊડી ગયો છે, પણ આમ કેમ બન્યું એમને શું ઓછું લાગે છે અહીં?

વિચાર કરતાં લાગ્યું કે પોતાના ઘરમાં એ શાન્તિથી જિંદગી ગુજારતાં હતાં એમાં તકલીફ હતી. પરંતુ આનંદ પણ હતો જ. રોજ કંઈ અવનવા બનાવો બનતા. આડોશીપાડોશી આવતાં ને અલકમલકની વાતો કરતાં, કેઈ વાર એ મિત્રોને મળવા જતાં તો કોઈ વાર મિત્રો આવીને ગપસપ કરતા...મન પડે ત્યાં ને ત્યારે જતાં, મન પડે એને પોતાને ત્યાં બોલાવતાં, મન પડે તે ખાતાં ને ત્યારે ખાતાં. મન પડે ત્યારે સૂતાં ને એમના જીવનના એ જ કર્ણધાર હતા, નિર્ણાયક હતા. કોઈ જાતનું દબાણ નહોતું શાસન નહોતું. ને એ ઉંમરે શિસ્ત પાળવાની પળોજણ નહોતી. વહુ-દીકરાઓ મળવા આવતાં, પૌત્ર-પૌત્રીઓ દોડતાં દાદા-દાદી પાસે આવતાં, એમના કલકલ કરતાં વધી જતાં ઝરણા સમા

જીવનમાંથી આ વૃદ્ધો તૃપ્તિ પામતાં, નવજીવન મેળવતાં ને કલ્લોલ કરતા આસપાસ એમની લીલી વાડી જોઈને સુખ અનુભવતાં, શાન્તિ મેળવતાં

ઘેર પણ જાતજાતના માણસો આવતાં, દૂધવાળો આવતો, એની સાથે બા વાતો કરતી, એની ઘરવાળીની ખબર પૂછતી, કામ-વાળી આવતી ને એ કંઈ ગામગપાટા સંભળાવી જતી, કોને ત્યાં ચોરી થઈ, કોણ કોની સાથે ભાગી ગયું, કોણ કોની સાથે લડ્યું એ બધી નવાજૂની રસથી સાંભળતા, શાકવાળી આવતી એને બેસા-ડતા. એનું શાક લેતા ને કોઈવાર એને ચાનો વાટકો ધરતાં, એની આંગળીએ છોકરા હોય તો એક પેંડો દેતા, ટપાલીને રોકીને ગામના ખબર પૂછતાં ને વૃદ્ધ જમનાબાને ગરમ ભજિયા ખાવા તાણ કરીને બેસાડતાં. ને એ વૃદ્ધને વૃદ્ધ બા ટેકો બનીને એમને ઘેર સાચવીને મૂકી આવતાં.

એવી જીવતી જાગતી ને જીવનનાં ધબકારા અનુભવતી દુનિયામાં એ બે જીવ જીવતાં, ને એમનાં જીવનની આથમતી સંધ્યાએ જ્યારે વરંડામાં બેસતાં ત્યારે જાણે એમનાં મન બોલી ઊઠતાં કે આપણે કેવાં સુખી છીએ?

અમારી ફરજ અમે પૂરી બજાવી...હવે શાંતિથી આ કિનારે બેઠાં છીએ; સામે જ અમારો કિલકિલાટ કરતો સંસાર પડ્યો છે. એ સંસારમાં અમારાં બાળગોપાળ, કલ્લોલ કરે છે ને અમે કિનારે બેઠા બેઠા બે વૃદ્ધો એ જોઈને પૂર્ણ તૃપ્તિ અનુભવીએ છીએ.

અહીં આ 'ઘરડાના ઘર'માં એમાંનું કશું જ નહોતું. આ દુનિયા તદ્દન નિરાળી જ હતી ને તદ્દન સુક્કા રણ જેવી. એમાં આ બે ઘરડાને અમે મૂક્યાં ને માની બેઠા કે આ રણમાંથી એમને ભીનાશ મળશે ને એમનાં જીવન નવપલ્લવિ[illegible] કેટલી મુર્ખાઈ હતી એ માન્યતામાં—રેતીમાંથી તેલની[illegible] માની [illegible]

કે એ અહીં સુખી થશે પણ એ તો ક્ષણેક્ષણે મૃત્યુને નોતરતાં બેઠાં હતાં. છતાં અમે દીકરાઓ હાથ જોડીને બેઠા છીએ ને મનને મનાવીએ છીએ કે શું થાય? આ ઉંમરે તો એ 'ઘરડાના ઘર'માં જ હોયને?

ઉપરનો પત્ર ગઈ કાલે લખી રાખ્યો હતો આજે પોસ્ટ કરવા જતો હતો ત્યાં એક એવો બનાવ બન્યો કે મારું મન ખુબ જ વ્યગ્ર થઈ ઊઠ્યું છે. હમણાં અમારે ગામ આવ્યો છું. પાસે જ રહેતા મગનકાકાએ એમના ઊતરી ગયેલા બળદને પાંજરાપોળમાં મોકલ્યો...એ બળદને પણ કેટલી માયા. પાંજરાપોળનો ખીલો તોડીને એ મગનકાકાના ઘેર આવ્યો, ફરી મૂક્યો–ફરી આવ્યો પાછો રાતના મૂકી આવ્યા ને સવારે ડેલી ખોલતાં એ જનાવર ટપકતા આંસુએ ત્યાં ઊભું હતું...મગનકાકાથી ન રહેવાયું, એને ભેટી પડ્યા...ને ઘરમાં લીધો. ખીલે બાંધી દીધો...ને વહાલથી પંપાળ્યો, એનાં આંસુ લૂછ્યા. પોતાનાં લૂછ્યાં ને એટલું જ બોલ્યા કે હવે ક્યાંઈ મૂકવો નથી. એના ભાગનું એ ખાશે પણ મારા જીવતે જીવ હવે એને ક્યાંય નહિ મોકલું. ને એ શબ્દોથી ને મગનકાકાના પ્રેમથી ફરતા હાથથી એ પશુને પણ શાતા વળી ને ચોવીસ કલાક જેણે એક ખડનું તરણું પણ મોંમાં નાખ્યું નહોતું તેણે નિરાંતે ખાવા માંડ્યું...

આ દશ્યે મને વિહવળ બનાવી મૂક્યો છે. ઢોરની આટલી માયા તો મારા મા–બાપની માયાનો વિચાર કરતાંયે કંપી ઊઠું છું. ને પ્રભુ પાસે પ્રાર્થના કરું છું કે હે પ્રભુ આ ઢોરે મારામાં સૂતેલા સંસ્કારો જે જગાડ્યા છે તેને હવે તું જાગતા જ રાખજે ને મારાં મા–બાપના આશીર્વાદ લઈ શકું એ તક આપજે પ્રભુ...

પત્રનો જવાબ તુરત આપજો, હું આતુરતાથી તમારા પત્રની રાહ જોઈશ જ...સૌ કુશળ હશો.

*લિ. અમદીવાનો વંદન*

# નવાં ભારતી પ્રકાશનો

| | | |
|---|---|---|
| ગૃહ સંસાર | ઈશ્વર પેટલીકર | ૨–૦૦ |
| સંસ્કારની સુવાસ | ,, ,, | ૨–૦૦ |
| પ્રેમસગાઈ | ,, ,, | ૧–૭૫ |
| નવુ લોહી ( નવી આવૃત્તિ ) | પન્નાલાલ પટેલ | ૬–૨૫ |
| પાછલે બારણે ( ,, ) | ,, ,, | ૩–૨૫ |
| શ્રેયોમાર્ગ ( સંવર્ધિત આવૃત્તિ ) | ચુનીલાલ વ. શાહ | ૩–૨૫ |
| મૂળરાજ સોલંકી ( નવી આવૃત્તિ ) | ,, ,, | ૬–૦૦ |
| શ્યામ ( ખંડ ૧-૨ ) સાને ગુરુજી | અનુ૦ જયન્ત પરમાર | ૮–૭૫ |
| કરુણાદેવી ( નવી આવૃત્તિ ) ,, | ,, ,, | ૧–૨૫ |
| નવો અવતાર | પીતાંબર પટેલ | ૦–૭૫ |
| જીવનમંત્ર | જયન્ત પરમાર | ૪–૫૦ |
| માડીનું દૂધ | દેવશંકર મહેતા | ૫–૨૫ |
| ગુજરાત રાજ્ય પંચાયત ધારો | જી૦ મે૦ ઠાકોર | ૧૦–૦૦ |
| અધૂરાં અરમાન | પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ૫–૫૦ |
| મહારાજ જયસિંહદેવ | કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ૫–૫૦ |
| એકલ પંથ પ્રવાસી | ચંદ્રદાસ શેલત | ૩–૨૫ |
| આફ્રિકાની લોક કથાઓ ૧–૨ | બળવંત નાયક | ૨–૭૫ |
| વિશ્વની શ્રેષ્ઠ સાહસકથાઓ | અનુ. બળવંત નાયક : ભા. ઓ. વ્યાસ | ૪–૫૦ |
| ઉષા અને અરુણ | ડાહ્યાભાઈ પટેલ | ૮–૭૫ |
| આફ્રિકાની શ્રેષ્ઠ વાર્તાઓ | ( જુદા જુદા લેખકો ) | ૫–૦૦ |
| અરત્નતીનો અવતાર | જેઠાલાલ ત્રિવેદી | ૩–૭૫ |
| વેડફાતાં જીવતર | બળવંત નાયક | ૪–૦૦ |
| અટંકી વીરો | શ્રીકાન્ત ત્રિવેદી | ૧–૭૫ |
| અંતરના પડઘા | શનાભાઈ પટેલ | ૩–૨૫ |

વધુ વિગત માટે સૂચિપત્ર મંગાવો :—

**ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ**

ગાંધીરોડ : ૬૪. ફર્નાન્ડીઝ બ્રિજ : અમદાવાદ, ૧